# નિતીધર્મદર્પણ.

રચનાર

અંબાશંકર કાળીદાસ જાની

સ૦ ગુ૦ નિશાળના મેહેતાજી.

ઔઝરીયા, તાલુકે વિજાપુર પ્રાંત કડી.

દોહરા.

પરમારથ પદ પામવા, વાંચો પુસ્તક વિર;
અવસર આવો નહિ મળે, ધારી જોતાં ધીર.
કરવું શું સરજી અહીં. તજવું શું આ વાર;
તે સૌ દર્પણ નીરખતાં, પામો તેનો પાર.

અમદાવાદ.

યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી
કંપની "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૦.——સને ૧૮૮૪.

કિંમત ૫ આના.

# અર્પણપત્રીકા.

મેહેરબાન રા. કરશનલાલ નહાલચંદ,

નાયબ સુબેસાહેબ—

વિસનગર.

સાહેબ આપ સુધારાના કામને સારો આશ્રો આપોછો. તેમજ ગાયકવાડી રાંકડી પ્રજા આપના મળતાવડા સ્વભાવથી સંતોશ છે, વળી લોકોપયોગી અને દેશી કેળવણીની વૃદ્ધી થવામાં આપ ખંતથી લાગુ રહોછો એટલાં કારણોથી આપનું માનવંતુ નામ આ લઘુ, પુસ્તક સાથે જોડાઈ આનંદ પામેછે. તે સ્વીકારશો તથાસ્તુઃ

લી૦ આપનો નમ્ર સેવક.

અંબાશંકર કાળીદાસ.



૨૧૯૩

# પ્રસ્તાવના.

મારા આર્ય મીત્રોની યથાઘટીત સેવા બજાવવાનું હું ઘણા દીવસથી ધારતો હતો. તે ઇચ્છાએ કરી તે જોતાં જન કલ્યાણીક છે. પણ બુદ્ધીની લઘુતા, અને ઓછા અનુભવને લીધે તેમાં જોઇએ તેવી વાક ચાતુરી વપરાઈ નથી, નિશાળમાં કેળવાતા અને કેળવાએલા સજ્જનોએ, લૌકીક ધર્મ માર્ગ પણ જાણવો જોઇએ, કારણ તે સમજ્યા વિના મનુશોના મનનું વળણ સ્થીતીમાં નહી રેહેતાં દોડે રસ્તે આગગાડીની માફક ચાલ્યા જાયછે, આથી જનમંડળ પ્રત્યેના દરેક માણસે શા શા ધર્મ પાળવાના છે, તે હેતુ દિવસે દીવસે લય પામતો દ્રષ્ટીએ પડેછે. કારણ કે એતો ખરૂંજ છે કે જ્યાં સુધી માણસ ધર્મને રસ્તે દોરાયું નથી હોતું, ત્યાં સુધી તે ગમે તેટલી વિદ્યા ભણે. તોપણ તે બર્થ જેવી છે. વળી મનુશ જન્મનું સાફલ્ય શું છે. તથા કેવી રીતે બ્યવહાર નભાવતાં ઈશ્વર આપણા ઉપર ખુશી રહેછે. તે કંઈ તેમના કળ્યામાં આવતું નથી, વળી આજકાલ પ્રજામાં છાકટપણું અને અનાચાર મનગમતી રીતે મહાલતો જોવામાં આવેછે. એ સઘળુ થવાનું મુખ્ય કારણ. અધર્મની પ્રવર્તી અને ધર્મની નાશ્તી

એજછે. એટલા માટે મારી અલ્પમતી વડે પુસ્તકદ્વારાએ મારા આર્ય મીત્રોને બે બોલ કેહેવા ઇચ્છુંછું તે અંગીકૃત કરતાં ભુલચુકની માફી આપશો. આ પુસ્તકમાં બે ગુરૂ શિષ્ય કલ્પીને તે બંનેનો સંવાદ ચલાવ્યો છે. પહેલા ભાગમાં ગદ્યરૂપે અને બીજા ભાગમાં પ્રશ્નોત્તરરૂપે કેટલાએક આવશ્યક ધર્મોનું વીવેચન કરેલું છે. દરેક ધર્મ સમજવામાં યોગ્ય દ્રષ્ટાંતો મુખ્યત્વે કરીને મુકેલાં છે. કે તે વાંચીને મારા દેશીબાંધવોના મનનુ વળણ ધર્મ માર્ગ તરફ દોરાય અને કુર તથા દુષ્ટ રીવાજો દુર કરે એજ મારી મનકામનાછે.

તથાસ્તુ:



## વાંચનારાઓને સુચના.

**यावत्स्वस्थोऽस्मयंदेहो यावत्न्मृत्पुचदुरतः**
**तावदात्महितंकुर्यात् प्राणांतेकींकरीष्यतीः**

હે સુજ્ઞ મીત્રો ઉપરના શ્લોકનો ગંભીર ભાવાર્થ વાંચો. વંચાવો, અને અનુસરો. જ્યાં સુધી આ દેહ આરોગ્ય અને મરણ દુર છે. ત્યાં સુધી માણસે પોતાનું હીત કરવું. મરણકાળ પાસે આવ્યા પછી હિત કેમ થશે, મતલબ કે કાંઈ થશે નહી. માટે આ ક્ષણિક જગતમાં જનમીને દરેક માણસે શું શું કરવું અને શું શું તજવું. તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. એટલા માટે આ લઘુ પુસ્તકમાં આપેલા વિષયો વાંચો, વંચાવો, અને સાર ગ્રહણ કરો. કે જેથી તમારાં અંતઃકરણ નીર્મળ થશે, તથા સન્મતી વડે સારાં ધાર્મિક કામો કરતાં શીખશો. પાપ કર્મથી સદા દુર રહેવાશે. તેથી ઇશ્વરના સાચા ભક્ત ગણાશો વળી આ મનુષ જન્મની અક્ષય નિશાની દાખલ તમારાં નામ આ દુનીયામાં અમર રહેશે. તમારા દેહમાંથી આત્મા છુટો પડતી વખતે કોઇપણ જાતની દુખદાયક ચીંતા અવલંબન નહી કરતાં, સદ ગતી પામશો. માટે નીરંતર સારાં નિતી જ્ઞાન મળે એવાં પુસ્તકો વાંચી વંચાવીને સદાચરણથી કાળ ક્ષેપ કરવો એજ આપણું કર્તવ્ય છે. એમ નકી સમજો.

લી. સેવક.

## ઇશ્વર સ્તુતી. શાર્દુલ વિક્રિડીત છંદ.

હે દેવા જગ પાળકા દુઃખ હરા, કલ્યાણકારી પ્રભુ;
પાપો સેવકનાં હરી, દિનદિને સનમતિ દોને વિભુ. ૧
શક્તિ તારી અપાર નાથ પ્રસરી, ગણના શી તેની કરૂં;
નીહાળું કૃતિ તાહરી મન ધરી, બેભાન થઇને ફરૂં. ૨
તારો પાર અપાર ટૂંક મતિના, જીવો શી પેરે કળે;
છે બાજીગર એક આ ખલકનો, તે જોઇ સૌકો ચળે. ૩
છો સર્વજ્ઞ તથાપિ અજ્ઞ થઇને, વિસારિ દો આપને;
તે શાણા ઘટતું નથી તમકને, શી રીસકે આપને. ૪
પૂર્વે લાડ લડાવીયાં હરખમાં, વાહાલા કરી સર્વથી;
હવે શું તરછોડી દો સુખ કરા, શાંતી ધરો મનથી. ૫
છોરૂ તેજ કછોરૂ થાય પ્રભુજી, માબાપ નહી થાયરે;
કરૂણાળુ કરૂણા કરો અમપરે, સદ ધર્મ વર્તાવરે. ૬
શાંતીદો સર્વેશ ક્લેશ હરાને, ભ્રાંતિ ના બાવો રૂદે;
છોકરડાં છલકાય તારી છતમાં, તે રીસ વિસારીદે. ૭
અજ્ઞાને કરી આજ સુધી અવળા, ચાલ્યો તે માફી કરો;
અંબાશંકર પ્રાર્થના કરી વદે, ઓ નાથ લક્ષે ધરો. ૮



# સારગ્રહાક પ્રત્યે વિદ્યાસાગર પ્રબોધ.

## વાર્તા પ્રારંભ.

આ માર્ઇક દુનિઆના એક વિજાપુર ગામમાં સર્વ સાનમાં નીપુણ અને દીવ્યકાંતી રૂપ એવા વિદ્યાસાગર નામના પ્રસિદ્ધ પંડીત કુટુંબ સહિત રહેતા હતા, એ માહાપુરૂષને ત્યાં નિરંતર એક શહસ્ર વિદ્યાર્થીઓ, વિદ્યાનો સંગ્રહ કરીને કાળક્ષેપ કરતા, તેઓ ગુરૂ સ્વભાવે નમ્ર દયાળુ તેમજ હસમુખા હતા, તેઓ પોતાનો બધો વખત ઉપદેશમાં તથા તત્વ શોધમાંજ ગાળતા, વિદ્યાર્થીઓને એ મહાપંડીતની રહેણી કહેણી આનંદદાયક લાગતી. એક વખતે આ પંડીત પોતાની નિશાળમાં વિદ્યાર્થીઓને અનેક પ્રકારનો બોધ આપતા હતા, તે વેળાએ એક સાર ગ્રહાક નામનો બ્રાહ્મણનો પુત્ર વિદ્યા ભણવાની ઇચ્છાએ દેવનગરી શહેરમાંથી વિજાપુર ગામમાં આવીને રહ્યો, અને પુછપાછ કરતાં વિદ્યાસાગર પંડીતની ખ્યાતી, અને તેના શીક્ષણ વીચાર તેના સાંભળવામાં આવ્યા, તે ઉપરથી તેનું ચીત્ત તે ગુરૂ પાસે વિદ્યા ભણવા તરફ વળ્યું, એટલે ઝટપટ તેમના ભુવન તરફ વળ્યો, શાળામાં જઇ ગુરૂને પ્રણામ કરીને પોતાની મનકામના નીવેદન કરી. તે સાંભળીને એ માહાપંડીત ઘણું આશ્ચર્ય પામી. બોલ્યા કે તું કોણછે. અને તારા માબાપનો અહીં સુધી મોકલતાં કેમ

જીવ ચાલ્યો, એ સઘળું વૃતાંત મને બરાબર રીતે કહે, એટલે તારી ઇચ્છા મારી બનતી મેહેનતે પાર પાડવાને અનુકુળ થઇશ, તે સાંભળીને સારગ્રહાક કહેછે, સ્વામી હું દક્ષિણ દેશના દેવનગર શહેરનો રહેવાશીછું. ન્યાતીએ બ્રાહ્મણ અને મારા પીતાનું નામ શીવાનંદ છે, મારી માતા મને તથા મારી બેનને નાની ઉમરનાં મુકી મરી ગઇ, અને મારા બાપને વૈરાગ્ય ઉત્પંન થયો, તેથી તે પણ તિર્થાટન કરવા જતા રહ્યા, પછી અમારી સ્થીતિ તો છેક પરાધીન થઇ ગઇ, ઈશ્વર ઈચ્છાએ દિવસ પાંસરો કે દબાજુ પડોસી અમારાં વાલી થઇ પડ્યાં, તે વખતે મારી ઉમર પાંચ અને મારી બેનની ઉમર આઠ વરસની હતી, પણ ધર્મનાં માબાપે અમારૂં પ્રતિપાળન કર્યું, તેથી જન્મ આપનાર માબાપની ખોટ અમો બંને ભાઇબેનને લાગી નહીં પછી અગીઆર વરસની ઉમરે તેમણે મારી બેનનું લગ્ન કુંદનપુરના મલ્લીનાથ નામે બ્રાહ્મણના ઘેરે કીધું, અને મને ઉપવીત સંસ્કાર કર્યા, પછી વો હું જરા સમજણો થયો એટલે દયાબા નામની ધર્મની માજીએ મને અનેક પ્રકારની કેળવણી આપવા લાગી, તેથી મને વિદ્યા ભણવાનો પ્રેમ વધ્યો, પણ એટલામાં તો મારાં હીનભાગ્યે જોર કર્યું. તેથી મારાં ધર્મનાં માબાપનો કાળ થયો, અને હું છેક નીરાધાર થઇ ગયો, બાદ લાચારીથી કુંદનપુર ગયો. ત્યાં જઇને મારી બેનને સઘળા દુઃખની વાત કરી, તે

વખતે આ દુઃખહરા બેનને ઘણો શોક થયો. વળી તેના શોકથી મારૂ હૃદય પણ તેજ સ્થીતીમાં ગરકાવ થયું. પંડિતજી મારી આવી અવસ્થામાં તે બેના આશ્રય શીવાય બીજા કોઇનો પણ હતો નહીં. તેણે મને ઘણો ઉપદેશ આપ્યો, તથા મારા અનેક દુઃખનો ભાગ લઈ કૃપાપાત્ર થઈ. વળી એક કુલીન તેમજ ધર્મ સીળ વિદ્યાગુરૂને ત્યાં મને ભણવા મુક્યો, ત્યાં રહીને હું કેટલાએક વ્યવહારીક કેળવણીમાં જાણીતો થયો. પણ સદા બેનને ત્યાં રહીને મને સદવિદ્યા ભણવાનું દુરસ્ત લાગ્યું નહીં, તેથી શાસ્ત્રને અનુસરીને કોઈ સારા નવ પંડિતની સેવા બજાવી, તેમની સદ્વિદ્યાના ગ્રહાક થવાને હું ઘણા દિવસથી ઇચ્છતો હતો, પણ એકાએક બેનની રજા શીવાય મારાથી પ્રદેશ નીકળી શકાતું નહી. આવી અવસ્થામાં મારી બેને મને લગ્ન કરવાનું સુચવ્યું, પ્રથમ તો હું પણ તે વાતથી ખુશી થયો, પરંતુ મારા વાંચવામાં આવ્યું હતું કે—જે પુરૂષ પોતાની યોગ્ય ઉમરે સ્ત્રી તથા સંતતીનું ભરણ પોષણ કરવાને લાયક થયો નથી. વળી જેણે પોતાની પેહેલી વીસીમાં રમત અને ગમત કરી કાળ ગુમાવી દીધો છે, અને ગ્રહસ્થાશ્રમ રૂપી રાજ્ય ચલાવવાના કાયદાનું જેણે સ્વપ્ને પણ અવલોકન કર્યું નથી. એવા કતઘ્રી જનો પોતે ખાડામાં પડેછે. ને બીજાને પાડેછે. અને જીવતર દુઃખમાં તથા ખોટાં કલ્પ કરીને જેમ તેમ ગુમાવેછે, તેથી આખરે તે

કૃપાળુ ઈશ્વરના કદ્દા શત્રુ થઈ પડછે. માટે મેં મારા મન સાથે વિચાર કરીને, મારી બેનને તે બાબતની સાફ ના પાડી. તે ઉપરથી તેને કેટલુંએક ખોટું લાગ્યું તો ખરૂ પણ ધીરે રહીને મેં તેના મનનું સમાધાન કર્યું. એટલે તે પણ સમજી. પછી થોડા દીવસ બાદ હું મારી બેનની તથા વિદ્યાગુરની આજ્ઞા માગીને, આપના આશ્રમે આવ્યોછું. અહીંયાં રહીને મારા મલીન અંતઃકરણને આપના ઉપદેશ વચની સાબુ વડે ધોઈ સાફ કરી આ સંસારસાગર ખેડવાની આશા રાખુંછું સારગ્રાહક શીષ્યનું વૃતાંત સાંભળીને પંડીતજીએ એ છોકરાનાં સર્વ વિદ્યાર્થીયો સમક્ષ વખાણ કરવા માંડ્યાં. તથા તેનો દાખલો લેવાનું સૌને સુચવ્યું. વળી પોતાનો ખરો પ્યાર તેને દેખાડીને અભય વચન આપ્યું જે. હે પુત્ર તારી આવી બુદ્ધીને હું ઘણો ચાહુંછું. અને દીનપ્રતીદીન તારૂં કલ્યાણ થવાની ઈશ્વર પાસે હું માગણી કરીશ તે સર્વેશ્વરની કૃપાથી સીદ્ધ થશે. પણ હું તને શીખામણ આપુછું તેથી કોઈ દીવસ ઉલટા ચાલવું નહીં. હમેશાં તેને અનુસરીને વર્તવું. તેથીજ મનગમતું સુખ મળશે જે સાંભળ—આ જગતમાં સર્વ પ્રાણીયોનો કર્તા તથા સૃષ્ટીક્રમનો ચલાવનાર પ્રભુ છે. અને તે સર્વ જગોએ વ્યાપક છે, કોઈપણ ઠેકાણું તે શીવાયનું નથી. પ્રાણીમાત્રના શરીરની અવસ્થા તથા સંરક્ષણ તેના વડેજ થાયછે. જેની જેવી કરણી તેને તેવું સુખ કે દુખ

પણ તેજ આપનાર છે. વળી આખા બ્રહ્માંડનો તે પવિત્ર ન્યાયાધિશ છે. ઉત્પત્તિ, સ્થીતી ને લય તેના વડેજ થાય છે. એવા નિયંતાની સત્તાને તાબે રહીને બ્યવહારીક કામમાં મચ્યા રહેવું એવો સાર્વજનીક ધર્મ છે. આ ધર્મ એજ મનને કેળવવાનું પ્રથમ સાધન છે. કારણ કે ઈશ કૃપા વિના કોઇપણ કાર્ય સીદ્ધ થતું નથી, માટે હરેક કામ આરંભતા પહેલાં એ સારૂં છે કે ખોટુ તેનો ખુબ વિચાર કરવો જોઇએ, જો સારાનો નીશ્ચય થાય તોજ તે કૃત્ય કરવા તરફ પોતીકા મનને પ્રેરણા કરવી એ ઉત્તમ છે. પણ ખોટું છે એવોજ ભાસ થાય તો એમ નકી સમજવું જે ઈશ્વરને તે અપ્રીય છે માટે તેવાં કામ કરવાનો વિચાર કદી પણ કરવો નહીં. આ દાખલાથી સારાંશ એ નીકળેછે જે પરમેશ્વરની પવિત્ર સત્તાનું ઓળખાણ, મનુશ માત્રના અંતઃકરણમાં સ્વભાવીક રીતે રહેલુંજ હોયછે. તો તે મુજબ શુભાશુભનો યોગ્ય વિચાર કરીનેજ ચાલવું જોઇએ.

સારગ્રાહક—પ્રતાપી ગુરૂ ઈશ્વરને જે અપ્રીય છે તેના કેટલાએક દાખલાઓ મને સ્પષ્ટ રીતે કહી સંભળાવો કે જેથી મને આ વિષયનું જ્ઞાન સંપૂર્ણ રીતે થાય.

વિદ્યાસાગર—જે પુરૂષ પોતાના માબાપ ગુરૂ વૃદ્ધજન મોટો ભાઈ અને અભ્યાગતનું અપમાન કરેછે. વળી જે બીજાનું અશુભ ઈચ્છેછે. પરાયો માલ તાકે. વખતનો અને બુદ્ધીનો ખોટો ઉપયોગ કરે, પોતાની સંતતીને સારી કેળવણી

આપે નહીં. પરસ્ત્રીની અભીલાશા રાખે. અને સ્વપત્ની સાથે દ્વેશ રાખે. વિદ્યા ભણીને પોતાની ફરજ બજાવતા નથી. વાચા વગરના પ્રાણીયો ઉપર ઘાતકીપણું ગુજારેછે, પોતાની આજીવીકાની દોરીનેજ કાપી નાખેછે. સ્વધર્મથી છુટા પડેછે. તેમજ અન્ય ધર્મની અવગણના કરેછે એક નિશ્ચયથીજ જે ચાલતા નથી. જે જનમાં જાત્યાભિમાન તથા સ્વદેશાભિમાન નથી, સ્વજ્ઞાતિમાં દ્વેશ રાખેછે, અને નાતમાં ચાલતા જુલમી રીવાજો તજતા નથી, દીકરીઓ વેચીને તેના ઉત્પન્ન વડે પોતાનો નિર્વાહ ચલાવેછે. કીર્તા જમણવાર કરી મીથ્યા જશ ખાટેછે. શરીર સંપત્તીની દરકાર નહી રાખતાં અનીતી માર્ગ વિરૂદ્ધ જે નર ચાલે છે. બાળ દીકરી તથા બેનના વૈધવ્યપણામાં થતાં કુકર્મો જોઈ દેખતી આંખોમાં ધુળ નાંખીને ફરેછે. પુત્ર તથા પુત્રીના બાળપણમાં સંબંધ બાંધેછે. જે માણસ નશીબ ઉપરજ આધાર રાખીને, ઉદ્યમ કરતો નથી, સમયસાધકપણું નહી રાખતાં જુના વિચારનેજ વળગી રહેછે, કામ ક્રોધાદીઇશ્વર દત્ત સ્વભાવિક નિયમોમાં હદથી જાદે બપટાઈ જાયછે, રોગથી મૃત્યુનો ડર રાખીને પોતાની ધૈર્યતાને તજેછે. મરણ પામેલા જનની પાછળ રડારોળ કરીને, મીથ્યા ચીંતામાં ગરક થાયછે. વળી ચીંતાના ખરા સ્વરૂપને ઓળખતો નથી, એવી રીતે કેટલીક બાબતો નિયંતા ઇશ્વરને ઘણી અપ્રીય છે. ને એવા આચરણવાળા જનો

તેના સંપુર્ણ શત્રુ છે. એમ સુજ્ઞ માણસોએ નકી સમજવું જોઇએ. હે શિષ્ય આ દાખલાઓથી તારા સમજવામાં આવ્યું તો હશે કે સર્વેશ્વરના સત્તાનો કાયદો કેવો પ્રતાપી તથા પવિત્ર છે.

સારગ્રાહક—હે જ્ઞાતાગુરૂ આપની રસયુક્ત વાણી મને ઘણી ખુશકારક લાગેછે. અને અહોનિશ એવા સુબોધીક ખોરાકથી સંતુષ્ટ થવું હું ઉત્કર્ષ માણુંછું. હવે આપે આપેલા દાખલાઓનું પ્રથક પ્રથક વિવેચન દ્રષ્ટાંતપૂર્વક લઘુરૂપે જણાવશો. તથા શું કરવાથી એવા અમાંગલીક રસ્તા તરફ ન જવાય એવા સુગમ માર્ગ બતાવશો, એવી આશા રાખુંછું.

## માબાપ પ્રતે પુત્રનો ધર્મ.

વિદ્યાસાગર—માતપીતા એ પુજ્ય વર્ગમાં ગણાય છે એટલે કે તે શેવા કરવા લાયક છે. કારણકે જુઓ તેમણે નાનેથી મોટા કર્યા તે વખ્ત લીધેલી સંભાળ અને ફીકર તેથી તો આંડો આંકછે, પોતાના પ્રાણથી પણ અધીક પ્યાર જણાવી જરૂરીઆત ચીજો કષ્ટ વેઠીને કે પૈસા ખર્ચીને કિંવા ઓફારસ કરીને બનતી મેહેનતે ગમે ત્યાંથી લાવી આપી બાળક સંતોસે છે. તથા જેમ તેમનું નીરાધારપણું તેમ તેમની વધારે કાળજી રાખેછે, અને પુત્રનું સુખ શોધવા તરફ પોતાનું તનમન ને ધન વાપરે છે.

તેની પુખ્ત ઉમર સુધીના વખતમાં ભણાવવા સંબંધી તમામ ખર્ચ તથા અન વસ્ત્ર માબાપજ પુરાં કરેછે. છોકરૂં ગમે તેટલું નુકશાન કરે, તોપણ માબાપ તે લક્ષમાં ધરીને તેનું અહીત ઇચ્છતાં નથી, સ્વભાવીક રીતે જોઇશું તો, છોકરાંનુ કલ્યાણ ઇચ્છક માતા પીતાછે. તેમના સુખે તે સુખી, તથા તેમના દુઃખે તે મહા દુઃખી હોય છે. ખરી નીસ્વાર્થ પ્રીતી જોવા જઇએ તો તે માબાપનીજ છે. પછી તેમના કર રહે કિંવા કષ્ટાંતર દશામાં તે પુત્રની આશા કરે તે વાત એક જુદીજ છે. કારણકે તેમના કરેલા ઉપકારનો યોગ્ય બદલો માગવાનો તેમનો હકછે, મારા ધારવા પ્રમાણે માતાપીતાના કરેલા ગુણનો બદલો વાળી શકનાર કોઇ જવલ્લાજ હોય છે, આપણે આપણા દીલમાં પુખ્ત વિચાર કરીને તપાસી જોઇશું, તો જણાશે કે માબાપના કલ્યાણાર્થે, આપણો પ્રાણ ત્યાગ થાય એ પણ ઓછુંછે, મતલબ કે આપણી હયાતી તેઓ થકીછે, અને એક રીતે કહીએ તો આપણા પંચભુતનો દેહ એ તેમનો અંશછે, એટલે પોતાના દેહ જેટલોજ આપણા ઉપર તેમનો હકછે, તેમ છતાં અજ્ઞાનની જાળમાં ફસાઇ પડીને કેટલાએક જુવાનીઆઓ ઉમરે લાયક થયા પછી માબાપ રૂપી જીવનદાયી વૃક્ષનાં છેદન હારે થઇ પડે છે. તેમને વૃદ્ધાવસ્થામાં રીબાતાં જોઇ મનમાં જરાપણ દયાનો અંશ લાવતા નથી, નિશાળની ઉપલક કેળવણી લેના પ.

પથ્થર જેવા અંતઃકરણમાં કાંઈ પણ અસર કરી શકતી નથી, તેમ સુબોધ વચની ધ્વના તેના કઠોર કરણમાં ઉતરી મનને ભેદી શકતો નથી, ને અંધકારમાં અંજાઈ પડી. ક્ષણે ક્ષણે પોતાના માતાપીતાનું અપમાન કરતા માલુમ પડેછે, તો અફસોસ છે એવા માહા પાપી પુત્ર ઉપર કે એવો વિચાર સુન્ય જન્મો. મારા ધારવા પ્રમાણે તો તે પથ્થરનો પથ્થર. અકરમીનો અકરમી. અને પાપીનો પાપી તેનેજ જાણવો, કૃપાળુ ઇશ્વર એવા દ્રોહીજનને અથાગ શીક્ષા કરેછે. વળી આ દુનિઆમાં તેની અપકિર્તિ સધળે ફેલાય છે. તેમ માતપીતાની ધગધગતી આંતરડીના શ્રાપથી તે કુટીલ માણસ અપરાધી થઈ માહા દુઃખ પામેછે, હે શીષ્ય આ દારૂ પાપ સઘળા ધર્મનાં પુસ્તકો પેહેલે નંબરે ગણેલું છે. અને હું પણ તેમજ ગણુંછું. માટે મનુષ્ય મિત્રોએ તેમાં ફસાતાં પેહેલાં ખુબ વિચાર કરવો જોઇએ. જુઓ માબાપ એ હેવી અમુલ્ય વસ્તુછે. તે આ નીચેનો દોહરો વાંચવાથી સમજાશે.

**દોહરો.**

ત્રણ ચીજ ગઈ મળતી નથી, મળે હામને દામ;
સુત દારા એ ફીર મળે, મળે કનકમય ધામ. ૧
દાસ મળે કંઈ દાસીઓ, કરે ગુલામી કામ;
ગઈ કીર્તિ આવી મળે, રેહે જગતમાં નામ. ૨
મિત્ર મળે કંઈ કોટીધા, મળે બુદ્ધિ સતસંગ;

પ્રાણ અને માતાપીતા, ગયાં મળે ને અંગ. ૩
સારગ્રાહકે સારને, ગ્રહી કરો વિચાર;
અંબાશંકર કહે વડો, ધર્મ તણો વ્યવહાર. ૪

મતલબ કે જીવતા માણસને માબાપ ગયાં ફરી મળતાં નથી. પણ બીજી સઘળી ચીજો સહેજે કે પ્રયાસે મેળવી શકાય છે, તો જે અમુલ્ય રત્નો હાથથી ગએલાં પુનઃ મળતાં નથી, તેવાં માબાપની હયાતીમાં આપણે તેમની હરેક આજ્ઞામાં તત્પર રહેવું ઘટે છે, તે ઠપકો કે શીખામણ આપે તેથી ગુસ્સે થઇને ઉપડતે સાદે કાંઈ બોલવું નહી. કારણકે આપણા ભલાને માટેજ તેમનું પ્રેમી અંતઃકરણ ઉભરાઇને શીખામણ આપી આપી આપણને સારે રસ્તે ચઢાવે છે, તેમનામાં ગમે તેટલા અવગુણો હોય તોપણ પુત્ર ધર્મી છોકરો કોઈ દિવસ તે દુર્ગુણો ખુલ્લાં કરશે નહી. પણ યોગ્ય ઉપાએ તેને ઢાંકવા બનતી મહેનત લેશે–આ ધર્મ પાળવાનો મુખ્ય રસ્તો એછે કે માબાપ ઉપરના સ્વભાવીક પ્રેમની સાથે વિવેક દ્રઢતા, અને ખરાપણાની સમજ લેવાથી સઘળા માણસોમાં આ પવિત્ર જ્ઞાનનો ઉદય થશે.

સારગ્રાહક—ઉપર કહેલા પુત્ર ધર્મની અવશકતા મારા સમજવામાં બરાબર રીતે આવી હવે ગુરૂ પ્રત્યે શીષ્યનો ધર્મ અને તેની જરૂર વિશે ઘટતો ઉપદેશ આપીને મારા મલીન અંતઃકરણને સુદ્ધ કરશો.

## ગુરૂ પ્રત્યે શિષ્યનો ધર્મ.

વિદ્યાસાગર—ગુરૂ બે પ્રકારના છે. એક ધર્મ ગુરૂ અને બીજો વિદ્યા ગુરૂ એ મુખ્યછે, આ સંસાર સાગર તરવાને ગુરૂ એક નાવ રૂપછે. આપણી કાચી બુદ્ધિ તેમના ઉપદેશા અમૃત વડે પાકી તથા નમ્ર થાયછે. તેમના સમાગમ અને સહેવાસથી આપણે સારાસારનો વિચાર કરતાં શીખીએ છીએ. સંસારીક અડચણોમાંથી ખસેડનાર તથા સારી સ્થિતીએ ચઢાવનાર ગુરૂજ છે. વળી ગુરૂ વડે રાજાનું રાજ્ય અને પ્રજામાં સલાહ સંપ ચાલે છે. ગુરૂથી ધર્મની પર્વતી અને અધર્મની નાસ્તી થાય છે. કોઈપણ માણસ ગુરૂપદેશ વિના જ્ઞાની થતો નથી, એ નક્કી ધારવું.

કહેવતછે કે—ગુરૂ વિના જ્ઞાન નહીં. એ સત્યછે. જેમ કોઈ બાળક છોકરાને સારૂ સમજાણું થયા અગાઉ જંગલના ભીલની સોબતમાં મૂકવાથી તેની મોટી ઉમરે તે ભીલના જેવુંજ થશે, અને તેજ બાળકને સારી સોબતમાં રાખવાથી વિવેકી અને ડહાપણવાળું થએલું જોઇશું. આ દાખલા ઉપરથી સાબીત થાયછે કે—માણસના મનની શક્તિઓ ખીલવામાં મૂળથીજ સારા ગુરૂની સોબત જરૂરની છે. કુમળા વૃક્ષને જેમ વાળીએ તેમ વળે. પણ મોટું થયા પછી તે વળી શકતું નથી. તેટલાજ કારણથી જ્ઞાની પુરૂષો પોતાના બાળક છોકરાંને ગુણીઅલ અને ધર્મગ્રાહી થવા સારૂ નિશાળમાં મૂકે છે, કેમકે તે

નિશાળના વિદ્યાગુરૂ પોતાના ઉપદેશવડે તેમને નિતીવાળા કરેછે, કદાપી કોઈ માણસની બુદ્ધિ ચંચળ હોય. અને તે વડે પોતે પોતાની મેળેજ ગ્નાની થવું ધારતો હોય, તો તે ધારણા બીલકુલ ખોટીછે. કારણ કે ગ્નાની થવું એ ભણતર અને અનુભવ ઉપર આધાર રાખેછે. અને એમ છે તો તે બંને રસ્તા તરફ જવાને કોઈની મદદ લીધા શીવાય તે અગમ રસ્તો જડવો મૂશ્કેલ છે, માટે દરેક માણસને સારા થવામાં પેહેલેથીજ ગુરૂની જરૂરછે. અંધને લાકડી, તરસ્યાને જળ, ભુખ્યાને અન, વીયોગીને મેળાપ, અને દુઃખીઆને સુખ જેમ અગત્યનાં છે. તેમ અગ્નાની જનોને ગુરૂ અગત્યનો છે. દરેક માણસોમાં ગ્નાનનો અંકુર તે સમજણો થાય ત્યાર પછીજ ફુટેછે. આપણી નાની વયમાં પ્રથમ માબાપ એજ ગુરૂછે. એટલે કે તેમના લાડ અને ધાકથી વ્યવહારીક કામમાં જાણીતા થઈએ છીએ. વળી આપણી ખરાબ વર્તણુક તેમના જાણવામાં આવ્યાથી આપણને શીખામણ કે ઠપકો આપીને તે છોડાવે છે. એમ કરતાં આપણે જરા સમજણા થયા એટલે કોઈ વિદ્યા ગુરૂની શાળામાં આપણને ભણવા મૂકેછે. તે વિદ્યા ગુરૂ આપણા ભલાને માટે જેટલો શ્રમ લેછે. તથા મુઢ મતી સુધારવા તરફ જે કાળજી રાખેછે. અને આપણી અયોગ્ય ચાલથી તેમને જે ચીંતા થાયછે. તે તો બેહદ છે. ગુરૂનો ધર્મછે કે શીષ્યને પોતાના પુત્રતુલ્ય ગણીને શીક્ષા

આપવી, ને યશસ્વી ગુરૂઓ તેવી રીતથીજ બોધ આપેછે તે જ્ઞાનોપદેશ આપતા હોય તેવેળાની તવારીખનો વિચાર કરતાં જણાશે કે આપણા પરમ સુભેચ્છક તેમના શીવાય બીજો કોઈ નથી. પોતાના હાથ નીચે થોડી મુદત પણ રહેલા એવા શીષ્યની ખરાબ સ્થીતી જોઇને તેમના દ-યાળુ તેમજ પ્રેમી અંતઃકરણમાં જે ચીંતા ઉત્પંન થાયછે, તેતો જેને અનુભવ હોય તેજ જાણે. મતલબ કે શીષ્યનું ભલું જોઇનેજ તેઓ નીરંતર ખુશી રહેછે, હે સારગ્રાહક તપાસી જોતાં માલુમ પડેછે કે આ દુનિયામાં પુરાતનથી અર્વાચીન વખત સુધી જેટલા જેટલા મહરષીઓ અને વિદ્વાન પંડીતો થઈ ગયાછે. કે જેમનાં નામો જગત પ્રસીદ્ધ છે. એવા નરો પણ ગુરૂ પ્રતાપવડેજ પ્રખ્યાતી પામ્યાછે. એવું ઇતિહાસો ઉપરથી સાફ જણાય છે. જે પુરૂષ ગુરૂ કૃપા સંપાદન કરતો નથી. પણ ફક્ત સ્વાર્થી વિદ્યાગ્રહણ કરતાં સુધીજ ઉપર ઉપરના શીષ્ય ભાવથી વર્તેછે તેવા જનોને વિદ્યા ફળીભુત થતી નથી, જેમ કુંતા પુત્ર કર્ણ ક્ષત્રી છતાં બ્રાહ્મણના રૂપે ફરશુરામ પાસે ધનુર વિદ્યા શીખ્યો, પણ પાછળથી તે ક્ષત્રી જણાયો. ફરશુરામની તેના ઉપર અવકૃપા થઈ. કેમકે તે મહરશીને ક્ષત્રીઓ સાથે વેર હતું, માટે તેમણે કર્ણને શાપ દીધો કે જા વિદ્યા મને છેતરીને શીખ્યો માટે તારા મર્ણાવસરે તે વિદ્યા તું ભુલી જઇશ, તેથી તારૂ મૃત્યુ થશે. તો એ પ્રમાણેજ તેનો કાળ થયો. માટે દરેક વિદ્યાર્થીએ ગુરૂ કૃપા સંપાદન કરવી જો-

ઈએ. કારણ કે એ વિદ્યારૂપી વૃક્ષનું મધુર ફળછે, એ ફળનો સ્વાદ અમૃત તુલ્ય આનંદદાયક છે. મોટા મોટા માહારાજાઓએ તથા જ્ઞાનીજનોએ એ અવલોકીક ફળ મેળવવાની આશાઓ ગુરૂના દાસત્વ કર્યાછે.

**શ્રી કૃષ્ણ તથા સુદામાજીની કથા**—જેમણે સાંભળી હશે. તેમને તો યાદ હશેજ કે પ્રભુ અંશ શ્રી કૃષ્ણને પણ ગુરૂને ત્યાં રસોઈ કરવાનાં કાષ્ટ લેવા સારૂ વગડામાં સુદામાજી સાથે અથડાવું પડ્યું હતું. તથા ગુરૂનાં બાળકોને રમાડવાં પડ્યાં હતાં, એટલુંજ નહીં પણ ગુરૂપત્ની જે કામ બતાવે તે ઘણા ઉમંગથી કરતા, અંતે સર્વ વિદ્યા ભણી રહ્યા પછી પોતાના ગુરૂની આશીષ લઈને નગર વિશે સીધાવ્યા હતા. આવા સામર્થ પુરૂષો પણ આ ધર્મને અનુસરીને ચાલતા, તે ઉપરથી ગુરૂપ્રત્યે શીષ્યે કેવાં આચરણ રાખવાં તે સાંભળો. ગુરૂ એ માબાપ તુલ્ય છે. માટે તેમની મર્યાદા રાખીને ચાલવું, તેમની સલાહ શીખામણ ઉપર ધ્યાન આપવું, તે ઠપકો આપે તે નરમાશથી સાંભળવો. તથા સહન કરવો, તથા આપણી ચાલ તેમને પ્રીય લાગે તેમ ચાલવું. વળી તેમની સાથે માયા રાખવી, ગુરૂની નિંદ્યા કોઈપણ માણસ આગળ કરવી નહીં, કારણ કે તેમ કરવું એ મહા પાપ છે. તેમ તેમની નીંદ્યા કોઈ કરતું હોય, તે જગોએ બેસવું પણ વ્યાજબી નથી, ગુરૂનું શુભ થવામાં હમેશાં ઇશ્વરની સ્તુતી કરવી, તેઓ પાસે

આવે તે વેળાએ ઉભા થઇને પ્રણામ કરવો. વળી તેમના ગેરહાજરીમાં આપણું કલ્યાણ કરતા તેજ છે, એવું જાણી હમેશાં તેમને સંભારણાં કરવા, ગુરૂના આસને કોઈ દિવસ બેસવું નહીં. તેમજ આપણું આસન તેમનાથી કમી યોગ્યતાનું હોવું જોઇએ. ગુરૂપત્નીને માતા પ્રમાણે ગણીને તેમનું સનમાન કરવું. ને તેમની સંતતિને આપણાં સગાં ભાંડુ પ્રમાણે ગણવાં જોઇએ. તેમને કંઈ ભીડ આવી પડે, તે વખત આપણાથી બને તેટલી મહેનત કરીને તેનો ઘટતો ભાગ લેવોજોઇએ. એ આપણને કાંઇ કામ બતાવે, તે હલકું કે માહાભારેત જાણી, તે કરવામાં અણગમો બતાવવો નહીં, ધારો કે તેમનું એક ઉપદેશીક વાક્ય કોઇ વખત જીવતદાન આપનારે થઈ પડેછે. તો તે હીસાબે તેમનું ટાંપુ કે કોઇ અમુક કામ કરવું. તે શા હીસાબમાં લેખાય, મતલબ કે કાંઇજ નહી; સપુત શિષ્ય વિશે કોઈ અનુભવી નીચે મુજબ કહેછે.

છપો.

ધન્ય જન્મ સુશીષ્ય, ધન્ય તેની માતાને;
ધન્ય પીતાનું કુળ, ધન્ય પરણી અબળાને. ૧
ધન્ય સસુરને કહુ, ધન્ય જે એને પરણ્યો;
ધન્ય સાસુની બુધ, પ્રીતથી એને નીરખ્યો. ૨
વળી ધન્ય પરણી એ શીષ્યને, ગુરૂ સન્માન ભાવે કરે;
કહે અંબાશંકર દ્વીજ ભલો, એવા જન ભવથી તરે. ૩

ગુરૂભક્તિ ઇચ્છનાર માણસે ઉપર કહેલો મુખ્ય મુખ્ય વિચાર સમજી લેવાનો છે, આ વિષય ઉપર જેટલું ન કહીએ તેટલું ઓછું છે, પણ તત્વવિચાર જણાવતાં કેટલાંએક અજ્ઞાન શિષ્યો ગુરૂની અવજ્ઞા કરતાં ઘણા જોવામાં આવેછે. તો તે વિશે અહીંઆં બે બોલ કહેવા હું દુરસ્ત ધારૂછું. જે માણસ ગુરૂનેજ પોતાનો શત્રુ ધારેછે, તથા તેમનો ઉપદેશ વિખ જેવો માનેછે. તેઓ ભલાને માટે ઠપકો કે તાડન કરે, તે ઉપરથી કંટાળી જઇને વિદ્યાભ્યાસ કરતો નથી, અને નકામી વાતોના તડાકા મારવામાં પેહેલો નંબર ધરાવેછે, પોતે મિથ્યા પંડીતનું ડોળ ધરીને ગુરૂની વિદ્વતા ને વખોડે છે, અને હરેક રીતે તેમનું ભુંડું થવાની ઇચ્છા રાખી તેવાં કામથીજ સદા પ્રસંન રેહેછે, તથા તેમની સ્ત્રી ઉપર ખોટી નજરથી જુએછે, પણ ઉપર કહેલા શિષ્ય ધર્મ મુજબ વર્તીને ગુરૂની મહેરબાની મેળવતો નથી, તેવા હરામીઓને વિદ્યા આવડતી નથી, પણ મુર્ખના મુર્ખ રેહેછે, વળી આ દુનિઆના લોકોમાં તેની અપકીર્તિનું કાળું નામ ખગ્રાસ ગૃહણની માફક હમેશાં નિસ્તેજ દેખાયછે, અને પરમાત્માના સૃષ્ટી ધર્મ કાયદાની રૂઇથી ઇનસાફ થઇ તે માણસ મોટો અપરાધી ઠરેછે, વળી તેવા જનને ગુરૂ અવજ્ઞાના ગુના બદલ ઇશ્વર દંડ ભોગવવો પડેછે.

## કુશિષ્ય વિષે છપ્પો.

ગુરૂ નીંદા જે કરે, ગુરૂનું ભુંડું વાંચે;
ગુરૂની લોપે લાજ, ગુરૂનો સાર ન સાંચે;
ગુરૂને હલકા પાડી, ગુરૂથી મોટાઈ ઇછે;
ગુરૂથો છાંડે પ્રીત, ગુરૂનો ગુણ ના પ્રીછે;
વળી ગુરૂથી અવળો ચાલીને, નીચ સંગ સાથે ધસે;
કહે અંબાશંકર દ્વીજ ભલો, એવા નરે નરકે જશે. ૧
ધીક જન્મ કુશીષ્ય, ધીક તેની જણુતીને;
ધીક બાપનું કુળ, ધીક તેની પત્નીને;
ધીક સ્વસુરને કહું, ધીક જે એને પરખ્યો;
ધીક સાસુની બુધ, ધીક જે એને નીરખ્યો;
વળી ધીકારછે એ અકરમીને, ગુરૂ અપમાન જનમાં કરે;
કહે અંબાશંકર દ્વીજ ભલો, એવાજન દુઃખમાં ફરે. ૨

માટે આ સારગ્રાહાક ઉપર કહેલા કુશિષ્ય લક્ષણ અને સુશિષ્ય લક્ષણુથી ડાહ્યા વિદ્યાર્થીઓએ જાણીતા થઇને કોને કેવું ફળ પ્રાપ્ત થાયછે તે તપાસવું. પછી પોતાના ચંચળ તુરંગો ને સમયના ગુણે સ્થીરતાવાળા કરીને ગુરૂભક્તિ માર્ગ તરફ વાળવું. કે જેથી મહદ પદ મળતાં કંઈ વાર લાગશે નહીં.

સારગ્રાહક—હે ધર્મજ્ઞગુરૂ આપે ગુરૂપ્રત્યેનો જે સાર્વજનીક ધર્મ કહી સંભળાવ્યો, તેથી હું અજ્ઞાની જન તે ધર્મથી સારી રીતે જાણીતો થયો, હવેથી હમેશાં હું ગુરૂકૃપા સંપાદન કરવા આપે કહેલા સુગમ રસ્તા તરફ વળીશ, પણ સ્વામી

વૃદ્ધજનોના અવજ્ઞા વિદ્વજનોએ શા કારણથી નીચ ગણી હશે, તેનું યથાઘટીત વિવેચન કહી સંભળાવી મારા મલીન અંતઃકરણને સુધારશોજી.

## વૃદ્ધજનો પ્રત્યેનો સાર્વજનીક ધર્મ.

વિદ્યાસાગર—શિષ્ય સારગ્રાહક વૃદ્ધજન એટલે જેમની બુદ્ધી નિર્મળ અને વૃદ્ધ છે, તેમજ તેમનામાં, નમ્રતા, ધૈર્ય, પ્રમાણિકપણું, અનુભવ અને મોટું મન હોયતોજ હું તેમની લાંબી ઉમરને ધન્ય એ શબ્દના પ્રેમપુષ્પ વડે વધાવી લઉંછું અને તેવા જનને હું પીતા તુલ્ય ગણી એમના બનતી સેવામાં હાજર રહુંછું. કારણ કે તેવાજનો ઇશ્વરનેજ પોતાનો ખરો વસિલો જાણીને જનપ્રીય કામો કરીને પ્રભુને પ્રસન્ન કરેછે. વળી વૃદ્ધજનો પ્રજાને કેટલા અનુકુળછે. તેના મુખ્ય મુખ્ય દાખલા તને ગણી બાતવુંછું. તે તું સાંભળ વૃદ્ધજન આ એક આપણા બાપદાદાની વખતનું જુનું માણસ, એટલે આપણા કરતાં તેમને ઘણા વરસની ઉથલપાથલ દ્રષ્ટીએ પડેલી. તેમજ સાંભળેલી, તેથી એમની પાછળની પ્રજાને આગળના વખતનો અનુભવ વૃદ્ધના કહેવાથી દ્રઢ થાયછે વળી આપણા કરતાં તેમણે ઘણાં સુખ દુઃખ ભોગવેલાં તેથી તેમની શીખામણ આપણને સુખકારક થઈ પડેછે, ગુજરાતમાં ચાલતી કહેવત યથાર્થ છે, જે ઘરડા આડાં વાળે, એ કહેવતની મુખ્ય મતલબ એટલીજ કે બ્યવહારીક કામકાજમાં કાંઈ

ગુચવણ પડી હોય, તો તેનો નીવેડો તરૂણોથી કાંઈ બરો-બર રીતે કાઢી શકાતો નથી, પણ તે પંચાતમાં એકાદ બે વૃદ્ધ પુરૂષોની સંમતી લેવાની જરૂર પડેછે, અને તેમ હોય તોજ તે કામનો ફેંસલો ઉતાવળથી થાયછે. મતલબ કે વાંધા ભરેલાં કામની કુંચીઓ, વૃદ્ધો હાથમાં રમકડાંની પેઠે રમતીજ હોયછે. એટલે જે કુંચી લાગુ થાય તે વડે કટાઈ ગએલા કામનું તાળું ઝટ લેઇને ઉઘાડેછે, જો અનુભવનું ઘર ખોળો વૃદ્ધનેજ પુછજો. કે તમને સહેલો રસ્તો બતાવશે. જો ઔષદ ખાઓ તો વૃદ્ધ વૈદનુંજ ખાજો એટલે કે તે તમને રોગથી જલદી મુક્ત કરશે. જો ધર્મ માર્ગ જાણવો હોય તો વૃદ્ધ આચર્યનો સંગ કરજો કે તે તમને મેક્ષ માર્ગ બતાવશે, જો ડાહ્યા વિવેકી અને ધૈર્યવાન થવું હોય તો વૃદ્ધ ગુરૂની સેવા કરજો. તો તમને શિક્ષાવચનો થકી તેવા ગુણવાળા કરશે, જે કોઈ પુરૂષ વૃદ્ધજનનું અપમાન કરેછે, તેને મહા પાપી જાણવો, તેમ ઈશ્વરનો તે મેટો શત્રુ છે, એક જુવાનીના ઉન્મત તરંગ ચાલતા પુરૂષને જોઇને કોઈ ઘરડી ડોશીએ એવું શીક્ષા વચન કહ્યું જે. બાઈ ચાર દીવસ ના ચમચમાટમાં ફુલાઈ જઈ મિથ્યા ગર્વમાં શા માટે ફુસાય છે, જરા ઈશ્વરથી ડરીને ચાલે તો સારૂં. એ વાક્ય સાંભળતાંજ પેલા મૂર્ખ માણસે ડોશીને ઉત્તર આપ્યો કે. જા જા ડગરી તને કોણ સેખવેછે ઘરડાં થયાં એટલે ડહાપણ આવ્યું, હવે જાણ્યું તારૂં ડાહાપણ. છાનીમાની

જમીનમાં માથું ઘાલીને પડી રહે. અમે અમારે મોજમજા મારીશું એજ સારૂં છે, તેમાં તને શી ચીંતા થાયછે. હે શિષ્ય એવું સાંભળીને પેલી ડોસી તેને કહેછે,

**સવૈયો.**

ભણ્યા ગણ્યા પણ ભુલા પડિયા, જે જન અનુભવે નહીં સાર,
મિથ્યા સુખમાં મન લલચાવી, ફકડ થઇને ફરે ગમાર. ૧
જુવાનીમાં જુગતી શું રમવા, શાહજાદાનું ડોળ ધરે;
અમરપણું મનમાં માનીને, નીરાશ્રિતોપર કરે કરે. ૨
મુર્ખપણામાં ભૂત બનીને,સ્થીતિ ગતિમતિ નહીં લેશ ધરે;
વૃદ્ધપણું નહીં આવે કો દી, એમ ધારી મમ હાષ્ય કરે. ૩
ચીંતા મુજને ઝાઝી તારી, એમ કહે ડોશી તેને;
મોજમજાએ ઘર ઘાલ્યાં છે, રાય રંકનાં શુણ કાને. ૪
તારા જેવા ભૂતળ મધે, નજરે પડિયા ગણતાં લાખ;
નામ ઠામ ને રૂપ રંગની, સાઠ વરસની પુરૂ સાખ. ૫
માટે વાહાલા શિક્ષા મારી, હૃદય કોરીને રાખી મુક;
અંબાશંકર હિત વચનને, માનો તો બહુ થાશે સુખ. ૬

ડોશીએ ઉપર કહેલા સવૈયામાં અનુભવી વાકયોની અસર પેલા છકેલ પુરૂષને જલદી થવાથી તે એકાએક મુગે મોઢે ચાલતો થયો; માટે વૃદ્ધ જનોની શ્રેષ્ટતા પણ માબાપ તુલ્ય છે. એમ જાણીને તમને પણ માતપીતાના ધર્મ મુજબ મુરબી ગણીને કૃતાર્થ થવું. એ ઇશ્વર પ્રીતછે, જે જનો ઘરડા માણસનો જીરણ દેહ જોઇને તેમની ઠઠા મશ્કરી

કરેછે, તેને પણ હું પરમાત્માનો એક પ્રતીરૂપધી ગણુંછું, કારણ કે તે ઇશ્વરના ચડતી પડતીના નીયમની મશ્કરી કરતાછે. માટે આ વિષયનો ઝીણો ઝીણો વિચાર કરતાં પાર આવે તેમ નથી, પણ ઉપર કહેલાં મુખ્ય મુખ્ય દ્રષ્ટાંતોથી ઝીણી શંકાઓનું સમાધાન થશે. હવે વૃદ્ધ છતાં તેમનામાં બાળકથી ઓછી બુદ્ધિ હોય તો કેમ એ શંકાનો ખુલાસો કરૂંછું, તેઓ સારગ્રાહક તું સાંભળ જે માણસે ખરાબ વર્તણુકથી ચાલીને, પોતાની લાંબી ઉમરનો વખત ફોકટ ગુમાવી દીધોછે એટલે કે નાનપણથી ઘરડપણ સુધીના વર્ષોનો બાર વહીવહીને ફક્ત ઉમરથીજ વૃદ્ધ કહેવાય છે, અને કેવળ વહેમ લુચાઈ અને પ્રપંચનાજ સરદાર છે, અને વૃદ્ધને શોભાવનારો એ કે સદ્‌ગુણ જેમની પાસે નથી, એવા કહેવાતા નામના વૃદ્ધને હું વૃદ્ધમાં લેખવતો નથી, પણ તેતો ખરૂં જોતાં બાળકના વિશેષણનેજ લાયક છે, પરંતુ જેમની ઉમર નાનીછે. છતાં તેમનામાં વૃદ્ધને શોભાવનારા સદ્‌ગુણો પ્રકાર્શી રહ્યા હોય તો તેવા જનને વૃદ્ધનો વૃદ્ધ હું સમજુછું. માટે એ શીષ્ય તારે પણ તેવી પરીક્ષા કરીનેજ ચાલવું.

**સારગ્રાહક**—વૃદ્ધ પ્રત્યેનો ધર્મ હું બરોબર સમજ્યો, હવે કૃપા કરીને અભ્યાગત પ્રત્યેનો સાર્વજનીક ધર્મ સમજાવશોજી.

## અભ્યાગત પ્રત્યેનો સાર્વજનીક ધર્મ.

**વિદ્યાસાગર**—અભ્યાગત એટલે જે માણસ નીરાશ્રીત

છે, તથા બીજાના આશ્રય શીવાય જેનો ઉદર નીરવાહ ચાલવો અશક્યછે, તે જેવા કે આ જીવીકા વિનાનો અંધ, રોગી, વૃદ્ધ, તથા વીતહરણ થએલો એવો દુઃખી મુસાફર વાલી વગરનું નીરદેશી બાળક બાળ વૈધવ્ય વાળી નીરાશ્રીત અબળા, વીગેરેનો સમાસ થાયછે, એવાં અનાથ જનો દુઃખથી પીડાતાં, સરીઆમ રસ્તા ઉપર કે ખુણેખોચરે આથડીઆં ખાતાં ખાતાં અંનવસ્ત્રની માગણી કરતાં હોય તો, સુજ્ઞજનોએ તે સાંભળતાં લાગલુજ દયાવૃત દ્રષ્ટી વડે તેમના સામું જોઇને પોતાના ખરા ભાવ સાથે તેમને સત્કાર કરવો, તથા યથાઘટીત દાન આપીને સંતોષવાં, અને એક સર્વેશ્વર પીતાના સર્વ છોરૂઓ જાણીને તેમને ભાઇચારાનો સંબંધ જણાવવો, વળી કેટલાએક દુઃખ નીવારણ દ્રષ્ટાંતો આપી આપીને, એમનાં દુઃખી દીલને ધીરજ આપવી, કેવળ ઉપદેશથીજ નહી. પણ બની શકતાં સુધી તેમના કલ્યાણાર્થે આપણે તનમન ને ધનથી બનતી મદદ કરવી એવો સાર્વજનીક ધર્મ છે. આ ધર્મ બજાવવામાં નીચ, ઊંચ, કુળ, જાત, ધર્મિ, પરધર્મિ, સગો, દેશી, વીદેશી, વીગેરે ભીન્ય ભીન્ય વિચારો કરીને મનને અસ્થીર કરવું નહી ફકત તે માણસછે એટલુંજ જોવું. હે ધર્મગ્રાહી શીષ્ય, જો દાનકરે તો એવું પાત્ર જોઇનેજ કરજે કે તે ક્ષેત્રમાં વાવવા સરખું સહસ્ત્ર ઘણું ફળ આપશે. જો સહનશીળ થવું હોય તો એવા નીરાશ્રીતનો દાખલો પકડજે કે જેથી તને પડતાં દુઃખમાં આધાર ભુત થઇ

પડશે. જો દુખ ગણના કરવી હોય તો તેમની શાળામાં જજે કે તેવા જનોના સમાગમે દુખ સંખ્યાનું ગ્નાન દ્રષ્ટ-ગોચર થશે. એવી રીતે પ્રજાને પ્રથક પ્રથક વિચાર સમજી લેવાનાં છે. અને તેવા કારણથીજ નીરાશ્રીતોને પ્રભુએ ઉત્પન્ન કીધા હશે. કોઇ સુખી ને કોઈ દુખી એમ ન હોય તો સ્રષ્ટી ક્રમ ચાલે નહી. માટે સૌ સૌની યોગ્યતા મુજબ કૃત કાર્યનું ફળ જેને તેને મળતું જાયછે. એમાં કાંઈ આ-શ્ચર્ય જેવું નથી. આ દુનીયાં તથા આખા બ્રહ્માંડનો ટેકો આકર્ષણ છે. ઘર પણ ટેકા શીવાય બંધાતું નથી. તેમ હરેક વસ્તુ ટેકાથીજ સ્થીતીમાં રહે છે, એવી રીતે આ અખીલ જગતની પ્રજામાં સરળ રીતે ચાલવાને સલાહસંપ રૂપી જો ટેકો ન હોત તો રૈયત ગમે તેવી રીતે અવ્યવસ્થી-તપણે વર્તત. પણ તે ટેકા રૂપી ગ્નાન સર્વમાં સ્વભાવીક રીતે હોયછે, માટે આપણા મનુષ બાઇઓમાં કોઈ નીરા-ધાર જેવો હોય તો તેના દુખમાં ભાગ લઇને તેની ઘટતી સેવામાં હાજર રહેવું. એ મનુષ મીત્રોની મીત્રતાનું ભુષણ છે. છતાં કેટલાંએક માણસો આ અગમ સંબં-ધનો અભિત હેતુ નહી સમજતાં ઉપર ઉપરના સ્વાર્થને વળગી રહી આ નિર્મળ ધર્મની અવગ્ના કરતા નજરે આવે છે. આ અસ્વચ્છ વિકાર ઉછરતા જુવાનીયામાં ઘણો હોયછે, તેનો એક દાખલો હું કહુંછું તેઓ સારગ્રા-હક તું સાંભળ—થોડા એક વખત ઉપર આ નગરમાં

એક ભુખે મરતો આંધળો ડોસો દુખી અને કંગાળ હાલતે અન્નની યાચના કરતો હતો, તે સાંભળીને રસ્તે જતાં એક ખળ પુરૂષે ટોળની ખાતર એ ડોસાને અત્યાગ્રહ વડે કહ્યું કે, આ જમણા હાથને રસ્તે મારી પાછળ પાછળ આવો. મારી ન્યાત જમેછે. ત્યાં હું તમને જમવા તેડી જાઉં, એ વાત સાંભળતાંજ પેલો ડોસો લાકડી ટેકાવી ટેકાવીને કહેલા રસ્તા તરફ ઉમંગથી ચાલવા મંડ્યો, ઓલ્યા દુષ્ટની મરજી એ વૃદ્ધ અભ્યાગતને કીચડના ખાડામા નાંખવાની હતી પણ "જેને રામ રાખેરે તેને કોણ મારી શકે" એ વાક્યના ભાવાર્થ મુજબ કીચડના ધરાની કોરણ પર આવતાં પાછું વાળી ડોસાનો હાથ ઝાલીને પાડવાનો મનસુબો કરેછે. તેવોજ પોતાનો પાછલો પગ લપશી જવાથી તે અધમ માણસ પોતેજ ખાડામાં પડ્યો. એ પડવાનો ધબાકો સાંભળીને પેલો ડોસો પાછો ફરી વેગળો જઇને બેઠો. પણે ધરામાં પડેલો વિશ્વાસઘાતી જન કાદવમાં કળી જવાથી દારૂણ વેદનાએ પીડાતો બોલેછે. કોઇ કાઢોરે કાઢો ? હું કીચડમાં ડુબી ગયોછું તથા મારા પગમાં સુળોના ભાલા પેશી ગયાછે, ઓ નિષ્પાપી ડોસા તું મારા સરખા પાપી માણસને આ મૃત્યુના ધરામાંથી કાઢીને બચાવ આ જગોએ બીજુ કોઇ આવી શકે તેમ નથી, તું મારા કૃત્ય સામુ જોઇને દયાહીન થઇશ નહી. એવાં નમ્ર વચન સાંભળીને પેલા અભ્યાગતને દયા આવી તેથી તે ત્યાંથી ઉઠીને પેલા ધરા તરફ ચાલવા લાગ્યો અને પાસે

જઇને બોલ્યો કે હે હીનભાગી પુરૂષ તેં મારા સરખા નિરાશ્રીત માણસને દુઃખ દેવાનું ધાર્યું. તેથી પરમેશ્વરે અવળાનું સવળું કરીને તારી માઠી ઇચ્છાનો સ્વાદ તનેજ ચખાડ્યો. વારૂ જે કરે તે ભોગવે એમ ધારીને હું તારા અવગુણ સામુ જોતો નથી. પણ જીવતો નીકળું તો આટલી શીખામણ યાદ રાખજે કે કોઇનુંએ અહિત ઇચ્છવામાં સાર નથી. તને બહાર કાઢતાં પહેલાં મારે એટલી શીખામણ દેવી જોઇએ, તે માન્ય કરીને અભ્યાગતોનું યથાપ્રીત સન્માન કરીશ તો સુખી થઇશ. જો હું અંધછું એટલે તને કુવામાં બહાર કાઢવાનો એકે ઉપાય મને સુઝતો નથી. પણ તું કહે તેવી રીતના સાધનથી હું તને બહાર કાઢું. તે સાંભળીને પેલા કૃતઘ્ની માણસે કહ્યું કે પીતાજી તમે મારા જીવનદાતાછો કેમકે મારા સરખા અજાણીને વહારે ધાયા મારા મનને તો હસવું હતું તેજ ખસવું થઈ પડ્યું. હું પાપીને બહાર નીકળવાનો એક રસ્તો છે. તે એકે આપના માથાએ વિંટેલા ફાળીયાને આ ધરાના કીનારાપર આવેલા ઝાડે બાંધીને તે ફાળીયાના બાકીનો ભાગ અંદર લટકતો મુકો, કે તેના આધારે આડાની પડએ પડએ પગ ટેકવીને હું ઉપર આવીશ. તેના કહેવા પ્રમાણે પેલા અભ્યાગતે કર્યું અને દુષ્ટાત્મા બહાર નીકળ્યો. પછી નીચે પ્રમાણે કહેછે—

**વસંતતિલકા વૃત.**

**જેને હું જાણું હલકો, પણ શ્રેષ્ટ હોય,**

જેને મળે ન જમવા, પણ ત્રમ જોય;
જેને ગુણે ન ગણીલા, જન ગુણ પામે,
એવા નિરાશ્રીત તણો, કુણ પાર પામે.
જેને સહાય સબળી, વરરામ કેરી,
તેની સુકીર્તી જગમાં, વરતે ઘણેરી;
પાપીજનો જગતના, દુખમાં વિરામે,
એવા નિરાશ્રીત તણો, કુણ પાર પામે.
છો ચર્મ ચક્ષુ હીનને, સ્થીર વૃતી ધારા,
જ્ઞાનેંદ્ર નેત્ર ઝળકે, ગગને શુ તારા;
એવા પ્રતાપી નર હો, તમને નમુછું,
મા' પાપના સ્મરણથી, ધરણી ઢળુંછું.
શીક્ષા મળી અવનવી, મુજ પ્રાણનાથ,
આલોની આપ મુજ ઘેર, કૃપાથી નાથ;
આજ્ઞાથી કામ કરશું, ધરશું સુધર્મ,
અભ્યાગતોનું સનમાન, કરૂ હું કર્મ.
શર્મેથિ કાળ સઘળો, ધરમે ઢળીશું,
અન્યાય કર્મ કરતાં, મનમાં ડરીશું.

એવી રીતે તે કૃતઘ્ની માણસને શિક્ષા થવાથી અપકારને બદલે ઉપકાર કરનારા એવા, અભ્યાગતને શરણે રહીને તેનું જીવતા સુધી પાલણ કર્યું. માટે ઓ સારગ્રાહક એવાં પાપ કર્મથી સદા દુર રહીને નિરાશ્રીતોનું સન્માન કરવું એજ ઇશ્વરપ્રીય છે.

## ભ્રાતૃ ધર્મ વિશે.

વિદ્યાસાગર—ભ્રાતૃ ધર્મ એટલે એક માબાપના છોકરા

તથા વ્યવહાર પક્ષમાં જે સંબંધી ભાઈ કહેવાયછે. તેમણે અરસપરસ કેવી રીતે ચાલવું તે—મોટા ભાઈની નાનાએ આજ્ઞા માનવી કારણ કે તે આપણો મુરબી છે, આપણા પીતાની ગેરહાજરીમાં ઘરનો વહીવટ તેમના નામથીજ ચાલેછે. આપણે બાળક હોઈએ તો, આપણા સુખદુઃખની તમામ કાળજી તેમના ઉપર આધાર રાખેછે. પણ સઘળા માણસોમાં સરખી બુદ્ધી તથા યોગ્યતા હોતી નથી, ધર્મ કર્મના સંયોગે કદાપી મોટા ભાઈ કરતાં નાના ભાઇમાં બુદ્ધીનું ચાંચલ્ય વધારે હોય, અને દુનીયાદારીના કામમાં તેને પુછીનેજ વાત થતી હોય. તો તેથી ફુલાઇ જઇને નાનાએ વડીલ ભાઇની અવજ્ઞા કરવી નહી. કારણ કે જે એમ થવું. તે ઇશ્વરી સત્તા ઉપર આધાર રાખે છે. એવું સમજીને મોટા ભાઈની મરજી સંપાદન કરીને વર્તવું, એ કુળ મોટમનું ભુષણ છે. જો આપણે પ્રથમથીજ તેમની મર્યાદા રાખીને ચાલીશું તો તે કોઇ દીવસ આપણાથી પ્રતીકુળ થશે નહી પણ હરેક વાતે તેમને આપણી સમતી લેવાની ફરજ પડશે. માટે તેમના સુખે સુખી ને તેમના દુખે આપણે મહા દુખી એમ ધારવું. મોટા ભાઇએ નાનાનું પુત્રની પેઠે પાલણ કરવું. તથા તેમનું ભલું થવા ઉપર બનતી કાળજી રાખવી. તેણે અજ્ઞાનતાએ કરેલા દોષો તરફ નજર નહી રાખતાં મોટુ મન રાખી તેને સુધારવો—બાઇ કોને કહેવો તથા તેની કેટલી જરૂર છે. તે વિશે જરા ઇસારો દાખલ કહુંછું. તેઓ સા-

રગ્રાહક તું સાંભળ, જે પુરૂષો પોતાના ખરા પ્રેમ સાથે સામાને જુએછે, તથા સંકટ વખતે જાન આપતાં પણ બીતા નથી. વળી એકબીજાના સમાગમે મેઘ અને ચાતક પક્ષીના જેવા અથાગ પ્રેમ દર્શાવે છે, અને સર્વ કાર્ય પ્રસંગે અરસપરસ મદદગાર હોયછે. તથા તેમની પ્રીતીનું દોરડું કદી નરમ થયું જણાતું નથી. પણ અહોનિશ નીષ્કલંકપણે આપ આપના ધર્મ કાર્યમાં તત્પર રહે છે, તેનેજ ભાઈ કહીએ તો કાંઈ ખોટું નથી. સઘળા માણસોએ એકબીજાની સાથે એવી રીતની મીલનસારી રાખવી, તે અક્ષય સુખ આપનાર છે. કહ્યુંછે કે.

कलम चले अक्षर सुके एहां प्रीतको मुळ,
बोछरेसें नीलोरहे वाके मुखपें धुळ.

જે પુરૂષો આ ધર્મથી ચાલતા નથી તેને હું ભાઇપણામાં ગણતો નથી પણ શત્રુ ગણુંછું. જ્યાં અજ્ઞાન સ્ત્રીના મતથીજ ઘર ચાલેછે. ત્યાંથીજ આ નીર્મળ ધર્મનો લોપ થતાં હું દેખુછું લોભ અને અદેખાઈ એ બે આ ધર્મના પાકા શત્રુછે. ઘણેખરે ઠેકાણે તપાશી જોતાં સગા ભાઇઓને અંદર અંદર બનતું નથી. અને ઉદ્ધતાઇથી એકબીજાની સાથે લડાઈ ટંટા તથા પોતાનું ઘર ભરવાના કાવાદાવામાં ફરતા ફરેછે. કોઇને વહેચણની તો કોઇને અજ્ઞાન સ્ત્રીઓના મહેણાની, કોઇને ઘરની તો કોઇને બહારની એવી એવી નજીવી બાબતો લક્ષમાં ધરીને મુર્ખ માણસો ભાત્ર ધ-

ર્મથી ઉલટા ચાલેછે. તેથી તેઓનાં માબાપને તથા બીજા સુજ્ઞ સબંધીઓને જે ચીંતા થાયછે. તેની તો સીમાજ નહી તો એવા સ્વાર્થી ભાઇઓ પ્રત્યે મારૂં એટલુંજ કહેવુંછે કે, જગતકર્તા ઇશ્વરે તમને એક માબાપને પેટ જન્મ આપ્યો તેથી તમો બંધુ કેહેવાયા. અને બંધુ થયા એટલે આમન સામન સુખ દુખનો ભાગ લેવાને તમે બંધાએલાજ છો. વળી ભાઇના જેવા બીજા નજીકના સબંધી થોડાજ હોય છે. તેમ આ દુનીયામાં તેવા સગાની ઘણી ખોટછે. તેનો અનુભવ કોઇ એકલવાયા માણસને પુછવાથી ધ્યાનમાં આવશે, જેના ઘરમાં વિવેકી અને ધાર્મીક ભાઇઓ નાના મોટાની આમન્યા રાખીને પોતીકો ઉદ્યમ કર્યાં જાયછે. અને દુષણી સ્ત્રીયોનાં સાચાં જુઠાં કાન ઉપર નહી ધરતાં તેવા દાંભીક વિચારને ધીક્કારેછે. તથા હરેક રીતે પોતાનું તથા બંધુનું ભલું ઇચ્છી ધર્મને રસ્તે ચડેછે. વળી તેમાં લગારે દગો કે સ્વાર્થનો મોહ હોતો નથી એવા ભાઇયોના ગ્રહસ્થા શ્રમને ધન્યછે. માટે આ દુનીયામાં જન્મ પામીને દરેક મીત્રોએ નાના મોટાના ધર્મ પ્રમાણે ચાલવું એજ ઇશ્વર પ્રીય તથા જનકલ્યાંણીક માર્ગછે.

### શાર્દુલ વિક્રીડીત છંદ.

જે અજ્ઞાની જનો મતી વિભળથી, ચાલે ઘણા તોરમાં;
મોટા ભાઇની સીખ વીખ સમજી, સ્વેચ્છા ધરે સંગમાં.
દુષ્ટોના કૂછંદમાં ફસિ પડી, આજીવીકાને હરે;

મોટા ભાઈની શીખ વીખ સમજી, તેની અવજ્ઞા કરે.
શાળાનો સતસંગ ભંગ કરીને, કાળાં કરે કામ જે;
તેની માઠી દશા બને પલકમાં, એ શીખ સંભારજે.
તે માટે સુણ સારગ્રાહક તને, ઉમંગથી એ કહું;
ભાંડુ પ્રેમથિ ધર્મ પર્મ સમજી, ચાલો સદા એ ચહું.
આજ્ઞા ભાઈની પાળી નીત્ય વરતે, તે ઈશને પ્રીયછે;
છેદે જે નીજ બંધુ ધર્મ સઘળો, તે ઇશ વિમુખછે.
આ શીક્ષા કહું સેજસાજ તુજને, હૈએ લખી રાખજે;
અંબાશંકર નમ્ર વાણી સુણતાં, સારા ગુણો સાધજે.

માટે હે શીષ્ય ઉપર કહેલા દ્રષ્ટાંત સીદ્ધાંત પુર્વક સુજ્ઞ જનોએ ચાલી ભાંડુ ધર્મ કાર્યમાં તત્પર રહેવું એજ ખરૂં પુરૂષાર્થ છે.

**સારગ્રાહક.**—ગુરૂજી બીજાનું અશુભ ઇચ્છવાથી ઇશ્વર નારાજી રહેછે. એ વિશેનો સાર્વજનીક ધર્મ સાંભળવાની મારી ઇચ્છાછે. તો કૃપા કરીને મને તે ધર્મથી જાણીતો કરશો.

---

## બીજાનું અશુભ નહીં ઇચ્છવા વિશે.

**વિદ્યાસાગર**—ઓ સારલોભી શિષ્ય તને લૌકીકધર્મ શાસ્ત્રમાં પ્રવિણ થવાની ઇચ્છા રાખતો જોઈને હું ઘણો ખુશી થાઉછું. કારણકે વિદ્યાનો લોભ રાખવો. એ સર્વોત્તમ લાભ આપનારછે. જો આસૃષ્ટી રૂપ નાટકશાળામાં સર્વ પ્રાણીયો. ગમત કરી રહ્યાંછે. તેઓ પોતપોતાનું સુખ શોધવા તરફ પુષ્કળ પ્રયત્ન કરતાં નજરે આવેછે. કોઇને પણ

પોતાનુ ભુંડું થવું સારૂ લાગતું નથી. માખીયો મધ કરેછે. ચક્લીયો માળા બાંધેછે. કીડીયો. દાણાનો સંગ્રહ કરેછે. માણસો અનેક પ્રકારની વિદ્યા શીખી ને ઉદ્યમે વળગે છે. એ સઘળું આપ આપના સુખશોધવાના રસ્તાછે. અને ઈશ્વરી નીયમ એવો સ્વભાવીક રીતે સર્વ પ્રાણીયોમાં વસેલોજ હોયછે. તેથી પોતાનુ સારૂં ઈછવું કોઇને શીખવવું પડે તેમ નથી, પણ નીયંતા પ્રભુ સૌને સીખવીનેજ જન્મ આપેછે. માટે માણસોમાં શુભ કરવાની લાગણીઓ, સદા સતેજ રહેછે. આંધળાને ચક્ષુની, બહેરાને સાંભળવાની, નિર્ધનને પૈસાની, ભુખ્યાને અંનની, તર્શાને જળની, કુંવારાની સ્ત્રીની, વંઝાને પુત્રની વગેરે જેજે આશાઓ મનુશમાત્રમાં રહેલી હોયછે, તે સઘળી પોતાના ભલાને માટેજ જણાયછે. જો એમછે, તો સામાનું ખોટુ ઇચ્છી આપણે પોતાનુજ સારૂં કરવાની ધારણા રાખીશું તો તેનું ફળ કેવું પાકશે. એ બાબતનો પક્કો વિચાર પ્રથમ કરવો જોઇએ. તે કર્યાથી જણાશે કે જેમ આપણને આપણું સુખ જેટલું વહાલુંછે, તેટલું સામાને પણ હશેજ. અને આપણને નુકશાન થવાથી જેટલું દુઃખ થશે. તેટલુંજ સામાને નુકશાન થવાથી તે થવાનુંજ એમાં કાંઇ સંસય જેવું નથી. જ્યારે પોતાના જેવુંજ સામાને સુખ કે દુઃખ થાયછે, ત્યારે આપણે આપણું સુખ સાધી બીજાનું બગાડીએ. એ નિયંતાનો કાયદો તોડ્યો કહેવાય. અને તેથીજ આપણે શીક્ષાને પાત્ર થઈ ચુક્યા. ઇશ્વરની સાક્ષા એવી

છે કે જેવી ઇચ્છા તેવું ફળ. માટે આપણે બીજાનું ભુંડું થવાની ધારણા રાખીશુ તો પોતાનુજ ભુંડું થશે. તે નીઃસંદેહ છે. જુઓ. કાફુરે પોતાના સ્વામી અલાઉદીનને ઝેર દઇને માર્યો. તથા તેનું નસંતાન કરીને પોતે ગાદીપતી થયો પણ એ પાપીથી ગાદીનું સુખ લગારે ભોગવાયું નથી, અને થોડા દીવસમાંજ તેનો ભુંડી રીતે કાળ થયો. વળી આ ગુજરાતમાં, પાટણના મહારાજા કરણ ઘેલાએ પોતાના પ્રધાનની સ્ત્રીનું બળાત્કારે હરણ કર્યું. અને તે વડે સુખ ભોગવવાની ઇચ્છા રાખી. આ દોશથી કરણવાઘેલાનું રાજ પરદેશી અને પરધર્મી યવનોને હાથ ગયું ને અંતે એ રાજા મહાકષ્ટથી રડવડી રખડીને મુઓ. માટે ડાહ્યા જનોએ આવા દાખલાઓ પકડીને પોતાના સુખ સાથે સામાના સુખનો પણ વિચાર કરવો જોઇએ, કેમકે આપાણું ભલું થવું એ બીજાનું ભલું ઇચ્છવાની વૃતી ઉપર આધાર રાખેછે. માટે દરેક મીત્રોએ નીચે મુજબ ચાલવાની જરૂર છે. આપણા કૃત્યથી બીજાને કંઈ પણ નુકશાન ન થવું જોઇએ, વળી ગીતામાં ભગવાને અર્જુનને કહ્યુંછેકે.

**श्लोक.**

**आत्मौ पेन सर्वत्र समंपस्यतीयोर्जुन :**
**सुखंवाय दीवांदुखं सयोगोपर मोमत :**

એટલે પોતાને સુખ દુઃખ જેમ લાગેછે. તેમજ સર્વ પ્રાણીઓને લાગેછે. એમજ જે પુરૂશ જાણેછે. તેને શ્રેષ્ટ

જાણવો, આ શ્લોકનો ભાવાર્થ એટલોજછે કે, સૌ પ્રાણીયો ઉપર માણસોએ દયાદ્રષ્ટીથી વર્તવું. અને પોતાના દેહ જેટલોજ પ્યાર તેમના ઉપર લાવીને નિસ્વાર્થ સુખ શોધવાનિ ઇચ્છા રાખવી, એજ મનુષ્ય ધર્મનુ સાર્થકછે. હવે બીજાનું અશુભ ઇચ્છવામાં કેટલા ગેર ફાયદાછે. તેનો પુનાઃવિચાર કરીએ; એવી ઇચ્છાથી પ્રથમ પોતાનુજ તેવું થાયછે. મનુષ્ય ભાઇયોમાં આપણી નિંદાને હલકાઇ બહાર પડેછે. આપણી મીત્રતા કરતાં સુજ્ઞજનો આચકો ખાયછે. વળી ઇશ્વર કોપેછે. વગેરે ઘણી પ્રકારનું નુકશાન થાયછે. માટે દરેક જનોએ કોઇનું પણ અહીત ઇચ્છવું નહીં.

"બીજાનો માલ નહી તાકવા વિશે."

**વિદ્યાસાગર**—ઓસારલાભી શીષ્ય તને લૌકીક ધર્મ શાસ્ત્રોમાં પ્રવીણ થવાની ઇચ્છા રાખતો જોઈ હું ઘણો ખુશી થાઊંછું. પરાયો માલ તાકવો એ નીરદયમાંપણું તથા આળસનુ મુખ્ય કારણછે. જે સખસ પોતાના ઉદ્યમમાંજ અહોનીશ લાગુ રહીને સારા ખોટાનો વિચાર કરી શકેછે; તે મનુષ્ય આવા અનર્થી કામમાં કદી હાથ ઘાલી શકતો નથી, ફક્ત સ્વાર્થી નીમકહરામ અને અજ્ઞાની માણસોનુંજ આ કર્તવ્ય છે, કેટલાએક જનો પોતાની નાની ઉમરથી ભવીષ્યકાળનો વિચાર નહીં કરતાં પહેલી વાંધીનો અમુલ્ય વખત વગર ચીંતાએ ફોકટ ગુમાવી છે, પછી મોટપણે તેમને તે બાબતની ખોટ જાણવામાં આવેછે. ઉદર પોશણ

કરવાનુ એકે સાધન તેમની પાસે નથી હોતું. ત્યારે તેઓ ખોટે માર્ગેથી દ્રવ્ય કમાવાનો ઊપાય સોધેછે. જેમકે ચોરી કરવી, જુગટું રમવું, જુઠાં ખત બનાવવાં, કોઈની થાપણ ઓળવવી, પ્રપંચથી વેપાર કરવો. કીંવા મોશાળપક્ષ કે સ્વસુરપક્ષનુ ન સંતાન ઇચ્છીને તેમનું ઉછેદીયું ખાવાની ઇચ્છા રાખેછે. એવા એવા અનેક પ્રકારના તર્ક વીતર્ક કરીને હરામનો પૈસો કમાવાને ફાંફાં મારતા ઘણા જોવામાં આવેછે, પણ એવા મનુષ્યો ઇશ્વરને ઘણાં અપ્રીયછે, તેઓ ગમે તેટલી ચોરીઓ કરે, અને ગમે તેટલી પ્રપંચ બાજીઓ રમે, તોપણ નિયંતા પ્રભુ તેવા માણસોને ઠેકાણેજ રાખેછે, મતલબકે કોઈ દીવસ તેમને શ્રીમંતાઈ આપતો નથી, પણ ઉલટું તેની પાસે હોય તેપણ પડાવી લેછે, કારણકે દયાળુ પ્રભુએ, એક બીજાના સુખમાં અંતરાય નહી પાડતાં સ્વોપાર્જન શક્તી વડે પોત પોતાનો નીરવાહ ચલાવવાનો કાયદો રાખેલો છે, તેને અનુસરીને જે જન ચાલતો નથી. તેને ઇશ્વરી દંડ ભોગવવો પડેછે વિચાર કરતાં જણાશે કે માણસ કરતાં બીજાં અતર્કી પ્રાણીઓ પણ સ્વતાંહાં ઉદ્યમથકીજ પોતે દીવસ નીરગમે છે, પણ તેમનામાં એમ હોતું નથી કે ફલાણું પક્ષી મરી જાયતો તેનો માળો મારે ભોગવવા થશે. કીંવા તેના સાંખેલા દાણા આપણે નીરાંતે ખાવા થશે. એવું નહી વિચારતાં સ્વજાતીમાં હળીમળીને પોતીકો ખોરાક ખોળવાને ખંતથી

મધ્યેમાં જોઈશું, અને તેવી રીતના જે ખંતીલા સજ્જનો-
છે, તેઓ અહોનીશ પોતાનો કાળ વિદ્યા ભણવામાં, તથા
સદધર્મવડે દ્રવ્ય કમાવામાંજ ગાળેછે, તેઓ કાંઈ પારકી
આશાપર સઘળો આધાર રાખતા નથી, તેમ લાકડાની
તરવારે મહીનો ખાતા નથી. પણ સદ્‌વિદ્યારૂપી વીજ-
ળીના જેવું ખડગ હાથમાં ઝાલી, અજ્ઞાનરૂપી જુઠ સાહ-
સ અને પ્રપંચી, દુશ્મનો સામે બહાદુરીથી લાડાઈ ક-
રીને વીજય મેળવેછે. તથા પરધન માટી સમાન ગણી
તેના ભણી નજર પણ કરતા નથી તેઓ પોતાના મનમાં
એમ સમજે છેકે આપણી મીલકત ઉપર જેમ બીજાનો
દાવો આલી શકતો નથી, તેમજ સામાને મળેળી
મીલકત ઉપર વગર હકે આપણે દાવો કરવો, તે ધર્મથી
કેવળ ઉલટું તેમજ વિનાશનું મુળછે, માટે સઘળા મનુષ્યોએ
જાણવું કે ખરો પરશ્રેવો વળ્યા સીવાયનું ધન દારૂ સમાન
છે. સર્પની મીત્રતા બરાબર, ઘાસની તાપણી સરખું, વદ
પક્ષના ચંદ્રની માફક દીન પ્રતીદીન કુળનો ક્ષય કરનાર થઈ
પડેછે. અને કૃપાળુ ઈશ્વર એવો ન્યાયી અને સર્વજ્ઞ છે કે,
તેનો પવિત્ર કાયદો ઉલંઘન કરીને, પરાયો માલ તાકનાર
એવા ખળજનોને તે અદર્શ્ય રૂપે તાતકાલીક દર્શનીક શીક્ષા
કરેછે, માટે મનુષ્ય દેહ પામીને જેણે તસ્કર વિદ્યાવડેજ
પોતાનો બવહાર ચલાવ્યો છે. તથા પોતાને જે મળેલું
છે. તેનો વિવેક બુદ્ધિ વડે સારે માર્ગેથી વધારો નહીં કરતાં,

બીજાનુ પડાવી લૈવાની તજવીજમાંજ નીરંતર ભમ્યા કરેછે. તેવા જનોનું જીવતર ફોકટ છે, વળી પરલોકમાં પણ તે માહા કષ્ટતર દશા પામેછે, આવી બધ ઉપર એક હીતેચ્છુ જન નીચે મુજબ કહેછે.

"માલિનિ વૃત."

કરગરિ કહું શાણા, ધર્મ ધારો રૂપાળા;
ફરિ ફરિ નહિ આપે, જન્મ આવા કૃપાળા. ૧
કાળનિ ગતિ ન્યારી, જીંદગી ઝટ નાસે;
શિશુપણું ટળતાં તો, વૃદ્ધતા આવી પાસે. ૨
બાળતરૂણ બે બે, હાલ તો ગઇ પ્રપંચે;
કરિ અનરથ ભુંડા, ઇશનું દેવું સંચે. ૩
પરધન પરદારા, પારકી આશ રાખી;
છળ કુડ કપટેથી, સ્વપ્નનું સુખ ચાખી. ૪
ખળ જન જગ માંહી, સારૂં ખોટું ન પ્રીછે;
સમદિપ જીવજંતુ, ખારથી સુખ ઇચ્છે. ૫
સુણ ભઇ સુખ તેને, ક્યાં થકી એ મળેજો;
ઉલટુ અસુખ પામી, જીવ તેનો જળેજો. ૬
અતુલીત પ્રીય શીક્ષા, સાહી બુદ્ધી સુધારો;
પરધન પચવાની. આશ સ્વપ્ને ન ધારો. ૭
ધરમ સુખદ, અંબાશંકરે આ ઉચાર્યો;
કરિ અનુભવ ચાલે, જન્મ તેણે સુધાર્યો. ૮

માટે મનુષ્ય મીત્રોએ પોતાના જન્મનો હેતુ સમજીને અ-

હરનીશ સારે માર્ગેથી દ્રવ્ય કમાવાની ઉત્કંઠા રાખવી. એજ અમુલ્ય દેહનું ભુષણ છે,

**સારગ્રાહક**—પ્રતાપી ગુરૂ આપે પરાયો માલ નહીં તાકવા વીશેનો સાર્વજનીક ધર્મ કહી સંભળાવ્યો તે સાંભળીને હું ઘણો અત્યાનંદ થયોછું. હવે કૃપા કરીને વખતની અગત્યને તેના ઉપયોગ વીશે ધરતો ઉપદેશ આપીને મારા જેવા અજ્ઞાની જનને, તે વિશયથી જાણીતા કરશો.

**ઘડીઆળ અને વખતનો ઉપયોગ,**

**વિદ્યાસાગર**—આવીશય ઘણો મનો રંજક અને અગત્યનોછે, મનુષ્ય કહેવાતા એવા સઘળા પ્રાણીઓને આ વીશયથી જાણીતા થવાની જરૂરછે, જુઓ વખતનો ઉપયોગ કેવી રીતે કરવાથી સારૂ અને સુખ દાયીક ફળ મળે, તથા ઈશ્વર તેથી પ્રસંન થાય એવો માર્ગ બતાવુંછું. તે માર્ગે ઓ સારગ્રાહક તું ચડીશ તો સુખી થઈશ. વખતનો ઉપયોગ બે રીતે થાયછે. તેમાં એક સારી અને બીજી માઠી, જે પુરૂષ જ્ઞાની અને સદાચરણી છે, તે હમેશાં તેનો સારો ઉપયોગજછે, પણ જે પુરૂષ અજ્ઞાની અને અધર્મીછે. તે તેનો ખોટો ઉપયોગ કરેછે, મનુષ્ય મીત્રોને તેનો સારી રીતે ઉપયોગ કરતાં શીખવાની ઘણી જરૂરછે. કારણકે સારા ખોટાની સમજ ફક્ત માણસ શીવાય બીજા પ્રાણીઓમાં નથી, અને જ્યારે નીયંતા ઈશ્વરે સઘળા માણસોને એ અમુલ્ય વિચાર શક્તી બક્ષેલી છે, તો તેનો

ઘટતો લાભ લેવાને આપણે બંધાએલાજ છીએ, તથાપી યોગ્ય ઉપયોગ કરતાં ન શાખીએ તો પ્રભુના આપણે જ-વાબદાર થઇએ એ ખુલ્લું છે. માટે આપણી જીંદગીમાં હરેક વાતે તનને અને મનને કેળવીને સારા વીવેકી અને ગુણજ્ઞ થવું, અને તે વડે સારાં ધાર્મીક કામો કરીને ઇશ્વરના વાહાલા થવામાં વખત ગુજારવો એ ઉત્તમમાર્ગ છે, આપણા મનને જે કૃત્ય સારૂછે, એવું નક્કી થાય અને તે કામ કરવું એ જનપ્રીય હોયતો એમ સમજવું જે તે કામ ઇશ્વર પ્રીય પણછે. એવી રીતે આપણી કારણ શક્તી સારા ખોટાનો તપાસ કરવાને શક્તીમાનછે, તો સુજ્ઞ માણસોએ પોતપોતાનો બ્યવહાર તેને અનુસરીનેજ ચલાવવો કે જેથી વખતની જરૂરીઆત સૌકોના જા-ણવામાં આવશે. સૃષ્ટીમાં આકાર્ષણનો નીયમછે. તેની શોધ કરનાર માહાપંડીત ન્યુટન પોતાના સર્વ કાર્ય પ્રસંગે વખત ને સર્વોપરી ગણી જે કોઈ પુછે તેને એમ જવાબ આપતો કે મારી જીંદગીના અમુલ્ય વખતમાં, મારે જે કરવું જોઇએ તેમાંનું કાંઈપણ મારાથી થઈ શક્યુ નથી. હજી કરવાનુંતો ઘણું બાકીછે, આ દ્રષ્ટાંતથી સમજાશે કે ન્યુટન જેવા સમયાનુંસારી અને તિવ્રબુદ્ધિવાળા પંડિત કે જણે પોતાનો સર્વકાળ તત્વ શોધમાંજ ગાળ્યો છે. તથા આ દુનિઆંની અલ્પ મુસાફરીમાં વખત ,સાધવાના યોગે પોતાનું નામ અમર કરી ગયાછે, એવા બુદ્ધિમાન પુરૂષો

વખતને કેટલો જરૂરનો ગણતા તથા તેનો કેવી રીતે ઉપયોગ કરતા હશે, તે આ દાખલાથી સમજવું કાંઈ પણ અઘરૂ પડે તેમ નથી. શાસ્ત્ર કર્તા મહર્ષીઓએ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ મેળવવા માટે મનુષ્ય દેહને સર્વોતમ ગણ્યોછે. એ સત્યછે. પણ તેની સીધતાને માટે વખતની ઘણી જરૂર છે, કારણ કે વખત મળ્યા શીવાય તથા તેનો ઘટતો ઉપયોગ કર્યા શીવાય તે ધારણા પાર પડવી ઘણી મુશ્કેલછે. જુઓ હરેક કામ કરવામાં વખત કેટલો આગળ પડેછે. તે તપાસીએ, ખાવામાં, પીવામાં, સુવામાં. બેસવામાં અને હરેક કામ કરવામાં વખત તો ખરોને ખરોજ આ સૃષ્ટીને થયે ઘણા યુગ થયા. અને વળી થશે એ સઘળુ કાળગતીથી જણાય છે. એવી રીતે વખતની ગતી અને વીસ્તાર ઘણો મોટોછે. તેના પ્રમાણમાં માણસનું આયુષ્ય ઘણુંજ ટુંકુછે, તો તેટલા અલ્પ વખતમાં આપણે, આપણી બાળક મતીને સદ વિદ્યાના ખોરાકથી સંતુષ્ટ કરીને સૌએ નીતીને રસ્તે ચઢવું. કે જેથી વખતનો સારો ઉપયોગ કરવાનું સાધન હાથ લાગશે, સુજ્ઞજનો સમજેછે કે વખતના જેવો કોઈ ચંચળ ગતીવાળો નથી રોજ, સવાર, મધ્યાન, ને સાંજ. મધરાત્રી તથાપ રોઢોયું. વળી શીઆળો ઉનાળો. ને ચોમાસું થાયછે. તે સઘળુ વખતની ગતીને લીધેજ સમજવું, ત્યારે જુઓ વખત એ પોતાનુ કામ કેવી ચમત્કારીક રીતે બજાવેછે. વળી સૂર્ય ચંદ્ર, ને

પૃથ્વી, વીગેરે ગ્રહો, ઉપગ્રહો, પણ ઈશ્વરે સાંપેલા કામથી કાંઇ દીવસ આળસુ થઇને બેસી રહેતા નથી. એટલે કે સુર્યનો ઉદયાસ્ત થતો અટકતો નથી. તેમજ ચંદ્રની ક્ષય વૃદ્ધી થતી અટકતી નથી, પણ અહરનીશ તેઓ કુદરતી નીયમે કાળને અનુસરીનેજ ચાલેછે, તથા હસ્તકૃત ચાલતુ ઘડીયાળ પોતાની ફરજ કેવી અજાએબ રીતે બજાવે છે. તેનો ખ્યાલ આ અંગ્રેજ સરકારના રાજ્યથી ઘણા ખરાના જાણવામાં આવી ગયો હશે તેના કલાક અને મીનિટ કાંટાઓ જાણે વખત સમજવા ને ઇસારો કરતા હોયને શું. તથા તેનું પેન્ડ્યુલમ જે ઘડીયાળ ચાલવાની યાંત્રીક શક્તિછે. તે જાણે જતા વખતની ખબર કરતું હોયની શું! એવું વીચાર કરતાં સીદ્ધ થાયછે. તે આપણને જણાવે છે કે વખતતો તમને હાથતાળી આપી આપીને જતો રહેછે પણ તમો કેમ ઊંઘોછો, તમને એ ચાહીને મળવા આવેછે, પણ તમો તેનો ઘટતો સત્કાર કરતા નથી એટલે તમારાથી તે ભાગતો ફરેછે, એનો જ્યારે તમો દરકાર કરો નહીં. ત્યારે એ કાંઈ તમારી સ્પ્રહા રાખે તેવો નથી, કારણ કે તમારે એની ગરજછે, પણ તમારી એને ગરજ નથી. માટે તમારી સદ્‌બુદ્ધીને વખતેને સ્વાધીન રાખી હમેશાં સારા કામ કરવા પાછળ મચ્યા રહો એવા સાંગનીક ઉચાર વડે તે ઘડીઆળ ચેતવણી આપેછે, માટે હે શીષ્ય એવા એવા નીર્જીવ પદાર્થોથી પણ વખતની અમુલ્યતા આપણા જાણવામાં આવેછે,

તેમ છતાં એને નકામો જવા દેવો, તે મનુષ્ય જાતને ઉ-લટી નામોસી આપનાર છે. તે ઉપરના દ્રષ્ટાંતોથી સમ-જાશે. કેટલાકએક મીત્રો આ કીંમતી વખતનો અઘટીત ઉપયોગ કરી મીથ્યા જન્મ ગાળેછે. પણ તેવાજનોને એ-મ વીચાર થતો નથી કે ગયો વખત ફરી મળશે નહી. માટે હાલ જે વખત આપણને મળેલોછે, તેમાંજ જે સુકૃત કરવાનું હોય તે કરી લઇએ. કોઇવિદ્યાર્થી છુટીના વખતમાં રમતો ફરતો જોઇને એક ડાહ્યા માણસે તેને શીખામણ દીધી કે અલ્યા મુર્ખ તું રમતો ફરેછે. તે કરતાં તો ચોપડી લઇને મેહેતાજીએ આપેલો પાઠ તૈયાર કરેતો કેટલો ફાયદો થાય.

એ સાંભળીને પેલા છોકરાએ જવાબ દીધો કે પાઠ ક-રવાનો હજુ ઘણો વખત છે, પણ રમવાનું ફરીને નહીં મળે, એટલામાં તો તેની બેન તેને જમવા તેડી ગઇ, અને જમી ઉઠ્યો કે તુરત નીશાળે જવાનો ટાઇમ થયો. એટલે દફતર લઇને ઘેરથી સ્કુલ તરફ વળ્યો, વેગળે મેહેતાજીને આવતા જોઇ લેસન નહીં આવડવાના ડરથી છુંપાતો છુપાતો નાશી જવાનો વિચાર કરવા લાગ્યો, પણ મેહે-તાજી તેની પકાઇ ઝટ સમજી ગયા, અટલે બીજા છો-કરાઓને હુકમ કર્યો કે પેલા મુર્ખને પકડી નિશાળમાં લાવો, પછી ત્રણ ચાર છોકરાએ મળી તેને ઘસરડીને નિ. શાળમાં લાવ્યા. પ્હેલાં તો માસ્તરે કાંઇ ધમકી કે શીક્ષા કરી નહી, પણ પાઠ લેતી વખત તેને ન આવડ્યો, એ-

ટલે નિશાળમાં તેની ઘણીજ નાલાશી જણાવી ને શીક્ષા કરી, તે દીવસથી મુર્ખાને વખતનો ઉપયોગ કરવાનું ભાન થયું, કદાપી બાળક છોકરાં તેમની કાચી ઉમર અને અણઘડ મતીને લીધે આ ધર્મથી અજાણ્યા હોય એવું આપણી કલ્પના શક્તી કબુલ કરે છે. પરંતુ પુખ્તવયના અને પુખ્ત અકલના જુવાનીઆઓ, તેમજ વૃદ્ધ વયના અને અનુભવી અકલના ઘરડાજનો જ્યારે આ ધર્મથી અજાણ્યા રહે એ ઓછું બેદકારક નથી. ચાલતા વખતમાં આપણે ખોટી નકલ કરતાં શીખ્યા છીએ, પણ તેમ કરવામાં અકલ પહોચાડતા નથી. જુઓ ઈંગ્રેજ લોકોએ વખત જાણવા તથા તેનો ઘટતો ઉપયોગ કરવાને ખીસા ઘડીઆળ બનાવી, તેનું દેખાદેખી આપણે પણ જનોઈની માફક લટકાવવા લાગ્યા, પણ તેથી નવીન તરેહનું કે તેના જેવુંજ બનાવતાં થોડાજ શીખ્યા છીએ, વળી એ ઘડીયાળનો ઉપયોગ આપણે શું કરીએ છીએ. તે કાંઈ સમજાતું નથી. મને તો લાગેછે કે તેને ગળામાં ઘાલી ગજવું શોભાવાજ રાખીએ છીએ, અને તેમ નહીં તો તેની સોનેરી કે રૂપેરી સાંકળીથી બદનની શોભા દેખાવાજ રાખીએ છીએ. અથવા તો બે માણસોમાં મોટાઈનો ભભકો જણાવવાનેજ રાખીએ છીએ, એ શીવાય તેનો ખરો ઉપયોગ કરવાદથી મીત્રોમાં થોડાજ રાખતા હશે. એવાજમાં પૈકી કોઈને પુછીશું કે બાઇ આપની પાસે આ ઘડીયાળ છે

તો તેને અનુસરીને તમારા કામનું કાંઈ કાઇમટેબલ રાખ્યું છે. તો જવાબ આપશે કે કામનો કાંઈ નીયમ નહી, વખતે વહેલું થાય કે મોડું—પણ ફક્ત આ ઉપરથી એક વાગ્યો છે કે બે એ સમજાય છે. અને રેલવેના ટાઈમની ખબર આપેછે. જો વખત પ્રમાણે સ્ટેશને ન જવાય તો ટ્રેન જતી રહેછે. તેથી આખો દીવસ ખોટી થવું પડેછે. માટે તે પાપથીજ આ પંદર રૂપીઆ ખર્ચીને વાચ રાખવું પડ્યુ છે. વળી તેને પુછીએ કે વારૂભાઈ, એતો ઠીક, પણ ઉપરના કારણ શીવાય તમારા ખાનગી કામકાજમાં એ ઘડીયાળનો તમો શો ઉપયોગ કરોછો, તો કહેશે કે ખાનગી કામકાજમાં તો હું તેનો કશો ઉપયોગ કરતો નથી, કારણ કે આપણી સ્વાધીનતાનું કામ તો વખતે આજનું કાલ કરીએ, તોય હરકત નહીં, પણ આ ઇંગ્રેજ સરકારના કાયદાના ડરથી કે જો કોરટમાં દસના અગીયારે જઇશું, તો આપણો દંડ થશે. અગર સાતના આઠે જઇશું, તો ગાડી ચુકી જઇશું, એજ મુખ્ય કારણ છે, આ ઉપરથી સીદ્ધ થાય છે કે, માણસને તાદર્શ શીક્ષા થયા વગર ખરો અનુભવ થતો નથી, ટ્રેન ચુકી જઈશું, કે સરકાર દંડ કરશે, એટલો ભય જો ઉપરના વાણસને ન હોત તો તે ઘડીઆળ કદી રાખત નહી, પણ તેવાજન પ્રત્યે મારૂં એટલુંજ કહેવું છે કે ધણીના નૈષ્ટીક ચાકરો તેની ગેરહાજરીમાં સોંપેલું કામ શું તન દઈને કરતા નથી. તેમ રાજાના નૈષ્ટીક સીપાઇઓ

સંગ્રામ વખતે, હીંમત હારી જઇશું મરવાથી પાછા હઠેછે. વળી સતી સ્ત્રીઓ પોતાના સ્વામીને ગેરહાજરીમાં વીશયી પુરૂષના ફંદથી શું ફસાઇ પડેછે, ઉત્તર કે તે કદાપી પોત પોતાની મરીયાદા ને ટેક છોડવાનાં નથી, તેમ આપણી જીંદગીનો સઘળો વખત તપાસનાર જે ઇશ્વર સૌનો કર્તા, ભર્તા, ને હરતાછે, તે આપણાથી અદર્શ્ય રૂપે સર્વમાં વ્યાપી રહ્યોછે, પણ અજ્ઞાનતા એ તેની ગેરહાજરી સમજી મીનીટ નકામી જશે તો આપણને કોણ પુછનાર છે, એમ ધારીને વર્ષનાં વર્ષ આળસમાં ગુમાવે છે. વળી આજનું કામ કાલે થશે તો શું થઇ ગયું, એમ ધારી મળેલો અમુલ્ય વખત વગર ચીંતાએ ફોકટ જવા દેછે, તેનો દોષ કે ચીંતા રાખતા આર્યબંધુઓમાં થોડાજ મળી આવશે, અફસોસ, અફસોસ કે આપણા ઉપર આખા બ્રહ્માંડનો ધણી બારીક નજરથી દેખરેખ રાખેછે. અડચણો ખસેડેછે. ને સુખ આપેછે. તોપણ અજ્ઞાનીજનો તેના સોંપેલા વખતને બીન ઉપયોગનો જાણી નકામો જવા દેછે.

તેવાજનોને ઇશ્વર કેટલી શીક્ષા કરશે. તેસમજવું કાંઇ અઘડ જેવું નથી. અંગ્રેજ સરકાર પોતાના નોકરને દશથી અગીઆરે જતાં દંડ કરેછે. તો સર્વેશ્વરપ્રભુ વખતનો ગેર ઉપયોગ કરનારને શીક્ષા કરવાને શકતી માનછે. ને તે કરશેજ માટે દરેક મીત્રોએ પોતાની ઉમરનું ક્ષણેક્ષણનું કાયમ ટેબલ રાખવું અને તેમાં નીત્ય નૈમીતીક કર્મનો સમાસ કરવો જોઇએ. એ નીત્ય કર્મમાં ઇશ્વરભ-

કતી, વ્યવહારીક કામકાજ જેવું કે ખાવું. પીવું, સુવું, બેસવું વગેરેમાં ઘટતો વખત રાખવો જોઇએ, અને તેનો અમલ દીન, પ્રતીદીન, કરવામાં આળસ કે બેફાળજી, કદી પણ રાખવી નહીં, જેજે વખતમાં મુકરર, કરેલું કામ તેના તે વખતમાંજ પુરૂ કરવું ઘટેછે. આજનું કામ કોલકરીશું તે મુર્ખાઇછે. કારણ કે આજનો ટાઇમ જે નીરર્થક ગયો તેના તો ગુનેગાર આપણે થઇ ચુકયા. વળી આજના જેવીજ કાલ જશે એવી કોને ખબરછે, અને જે કામ આજ થયું નથી તે કાલ ઉપર થવાનો શો ભરોસો રાખવો. મતલબ કે, મુલતવી રાખેલું કામ હમેશાં મુલતવીજ રહેશે. માટે એ સારગ્રાહક જો ઘટીઆળ રાખેતો તેની એક સેકંડ પણ વ્યર્થ જવા દેશો નહીં, જેવો સરકારના કાયદાનો ડર રાખીને દશના પોણા દસે કોર્ટમાં હાજર થાઓછો, તેમ સરકારનો સરકાર જે ઇશ્વર તેના નેકી અને પવિત્ર કાયદાને પણ અનુસરતા જાઓ, મીથ્યા અભીમાનથી કીંવા લોકોને જણાવવાના ઢાંકથી, અમસ્થુજ લટકણીયુ લટકાવી બદનની શોભા દેખાડવાનું ધારશો નહીં, કારણકે એ શોભાવડેજ તમારે એક દીવસ ઓભાવું પડશે. આદુનીયાની મુસાફરીની પળેપળનો હીસાબ ઇશ્વરને આપવો પડશે, તે વખત એ ઘડીઆળ ઇશ્વરી દંડથી મુકત કરનાર નથી, પણ ઉલટા બંધનમાં નાંખશે. તે તમારૂં પોકળ નિયંતાની ઇનસાફ કોર્ટમાં ઉઘાડુ કરશે કે હું તેને મીનીટે મીનીટની

ખબર આપતી, પણ તે મીનીટ તેના લેખામાંજ નહોતી એવી રીતે એણે ઘણો વખત આળસ અને પ્રપંચમાંજ ગાળ્યો છે. આથી તેને શીક્ષા કરવાનો પુરાવો, ઈશ્વરની સ્મર્ણ નોંધને મળતો આવેછે. તેથી એવા ઠગારાને ઈશ્વર મોટી શીક્ષા કરેછે. આ ઉપરથી મારૂં કહેવું કંઈ ઘડીયાળ ન રાખવા બાબતનું નથી હુંતો તે રાખવાનીજ સૌને ભલામણ કરૂંછું. પણ એવી સરતે કે, એની ને તમારી વચ્ચે અખંડ સ્નેહ બંધાવો જોઈએ. જેમકે દરેક વખતે તમે એને યાદ કરો. તથા તમારી પાસેથી કદી અળગુ કરો નહીં. પણ તમારા મનના જેવુંજ આ બીજુ મનછે. એમ જાણી તેને નીરંતર છાતી સરસુ રાખીને બન્ને મન એકત્ર કરો. અને પછી તમારી સદ બુદ્ધીનિએ એકત્ર થએલા મનસાથે જોડીને અહોનિશ નીશ્કલંક પણે વર્તો. કે જેથી સરકારનો કે ઈશ્વરનો ડર રહેશે નહીં. અને સંસાર સુખરૂપ લાગશે આરંભેલું કામ સહેલથી પારપડશે. આરોગ્યતા તથા નીત્ય નૈમીક કર્મ સચવાશે, આળસ વગેરે દુર્ગુણો નાશ પામશે, ધર્યતા પ્રમાણીકપણું અને ઉદ્યમ સતેજ થશે, એવા અસંખ્ય લાભ આપનાર મન બુદ્ધી અને વખતની એકયતાછે. માટે વખતને ઘણો કીમતી જાણી સમજવું જે તે ગયેલો ફરી હાથ લાગવાનો નથી વળી તે ઘણો ચંચળછે કારણકે એની ગતીનો વેગ આપણે સાંભળતા નથી, એવો કીમતી અને ચંચળ ગતી વાળો વખત સમ-

ળા જનોને ઉપયોગીછે. એને સાધ્ય કરવા માટે દરેક મિત્રો એ અગાઉ કહ્યા મુજબ પોતાની સદ્બુદ્ધીને સારાં ધાર્મીક કામો કરવા પાછળ પ્રેરવી, અને એક ક્ષણ પણ ખોટાં કામ કરવા પાછળ ગાળવી નહીં કદાપી જાણે અજાણે ક્ષણ નકામી ગઈતો યુગ ગયો એમ સમજીને ઇશ્વર પાસે તેની માફ માગવી યોગ્યછે, મનુષ્ય દેહ પામીને જે આધર્મથી અજાણ્યો રહે, તેને પશુથી પણ હલકી જાતનો જાણવો, દેશોન્તી, રાજ્યોન્તી, ધર્મોન્તી, વગેરે સઘળી જાતનો ઉત્કર્ષ વખતના સારા ઉપયોગમાંજ રહેલોછે, જો અંગ્રેજ લોકો સમય સાધક ન હોતતો તો તેમનાથી કંઈ હુનર કળામાં દીન પ્રતીદીન વધારો થાત નહીં, તેમજ તેમના પ્રાબલ્યની છાપ આર્યપ્રજા સ્વપ્ને પણ દેખત નહી, વળી આપણે એવા સમય ઘાતક ન હોતતો ભારત ભુમીની સમૃદ્ધી ઈંગ્લાંડ જવા પામત નહીં, તેમજ આર્ય દેશની વિદ્યા કળા દીન પરદીન નિસ્તેજ થાત નહીં, વળી દેશના રાજ કર્તા ક્ષત્રી પુત્રો સિંહ જેવા હતા તે શીયાળ જેવા થાત નહીં, કારીગરો ઉમંગીને ઉદ્યોગી હતા તે હાલ નિરૂદ્યમી ને કાયર દેખાયછે તે દેખાત નહીં, ધર્મ ગુરૂઓ, નિર્લોભી, નૈષ્ટીક અને શાસ્ત્રજ્ઞ હતા તેહાલ લોભીઆ, દાંભીક, અને અસ્થીર વૃત્તીના દેખાયછે તે હોત નહી, એ સઘળી ઉથલ પાથલ વખતના અઘટીત ઉપયોગથીજ થએલીછે, તે ઉપરથી સીદ્ધ થાયછેકે, વખત નકામો ગા-

જવાથી અને તેનો ખોટો ઉપયોગ કરેવાથી, આપણને, આપણી પ્રજાને, અને છેવટે આખા દેશને ખરાબીના ખાડામાં ઝંપલાવું પડેછે માટે સવેળાએ ચેતીને, અગાઉ કહ્યા મુજબ વર્તોકે જેથી સુખ અને શાંતી હાથ લાગશે. એમછે તો મારા આર્ય બંધુઓ આપણે સૌએ અજ્ઞાન રૂપી ઊંઘથી જાગૃત થાઓ, અને આ દુનીયાંમાં સમય સાધકના ગુણે પંકાતા એવા મહા પુરૂશોના દાખલા પકડીને વખતની કીંમત કરતાં સીખો. વળી હરેક કામ કરતી વખતે **"સમય વર્તે સાવધાન"** એ વચન યાદ લાઓ, અને તેને અનુસરીને આપણા રીવાજો સુધારો તથા ફેરવો, ખરે એમ કરવું એજ આપણું મુખ્ય કર્તવ્યછે. એ સાર ગ્રાહક વખતનો અઘટીત ઉપયોગ કરવાથી આર્ય પ્રજાને કેટલું નુકસાન થયુંછે, તે તથા વખતનો કેવી રીતનો ઉપયોગ કરવો તેવીશે આનીચેનો સવૈયા વાંચો તેથી સ્પષ્ટ સમજાશે.

**સવૈયા.**

ગયો વખત આવે નહિ પ્યારા, મિનીટ જતાં યુગ માનીલે;
કલાકના યુગ સાઠ વહી ગયા, એમ ગણી હિત સાધીલે. ૧
ક્ષણ જાતાં ક્ષોણી વરસોનું, પ્રમાણ ઉર ધારીને રાખ;
ઘટી યંત્ર ઘટનું વણસાતાં, ધાર્યું તે સૌ થાશે ખાખ. ૨
તે માટે ઓ આર્યબંધુઓ, આળસ અરીનો ત્યાગ કરો;
ચંચળ થાઓ વખત સાધવા, ખાંખારો કરી પાય ધરો. ૩
નોકરી તે કરવા શું ચાહો, પર આશાએ પેટ ભરો;

આપ બળે રણમાં ઝૂઝોને, કાયર થઇ શું કામ કરો. ૪
કાલ કરવાનું આજ કરોની, શાને વખત ગુમાવો યાર;
લક્ષ્મી સૌ પરદેશે ચાલી, શ્રિમંતનાં છોડી ઘરબાર. ૫
ક્ષત્રિવટ સૌ ગયું તણાઇ, રાજ્ય ગયું ટોપીને હાથ;
કારીગર કાયર થઇ બેઠા, વખત ગુમાવે થયા અનાથ. ૬
નકલ કરંતાં અકલ વાપરો, અકલે નકલ સુધારો થાય;
દેખાદેખી જોગ સાધતાં, પીડ પડે કે દુઃખીઓ થાય. ૭
બ્રાહ્મણનું બ્રહ્મત્વ તણાયું. સુરાપાન હરખાઈ કરે;
વિદ્યા રૂપી વ્યસન તજીને, ધર્મ તણો નહીં બાધ ધરે. ૮
દેશી મિત્રો વિદ્યા શીખી, બેઠા ખાયા આપ બને;
નાજુક થઇને શોક મારવા, રાખેછે ઘડિયાળ કને. ૯
તેનો શું ઉપયોગ થાયછે, વિદ્યા શાને ભણવી ભાઇ;
જવાબ દેતાં પાય થરથરે, ધિક પડી તે નાજુકાઈ. ૧૦
ગાડરીયા પરવાહ બરાબર, એક સાથ બીજો અફળાય;
તર્ક વિના જે કરવા જાએ, તે જન પાછળથી પસ્તાય. ૧૧
એ રીતે આ ભરત ખંડની, સ્થીતિ સઘળી પલટાઇ ગઇ;
ઉદ્યમ વિણ સૌ ફાંફા મારે, ભણ્યા ગણ્યા નિશાળ જઇ. ૧૨
કારણ તેનું એહ જાણવું, સમો ભણ્યા વિણ વિદ્યા વ્યર્થ;
આળસમાં ઊંઘી રહેવાથી, સરે ક્યાંથી સારો જે અર્થ. ૧૩
ઇંગ્રેજોની સમય સુચકતા, સાખી સૌ હુશિઆર બનો;
જુઠો ભભકો દુર કરીને, શાણા થાઓ આર્યજનો. ૧૪
દુર બુદ્ધિ દિલથી દુર કરીને, સદ્બુદ્ધિ સદ્પાત્ર રહો;

અંબાશંકર હિત શિક્ષાને, માનો તો પળ એજ રહો. ૧૫

વિદ્યાસાગર—આ ધર્મ પાળવાની દરેક મનુષ્યની મુખ્ય ફરજ છે, જે નથી પાળતા તેમને ઘણુંજ નુકશાન થયુંછે અને થાયછે. તેનું બ્યાન ઉપરની કવિતા અથવા નીબંધ વાંચવાથી સૌકોના ધ્યાનમાં આવ્યું હશે, આ વિશયથી આ પુસ્તકનો પ્રથમ્ ભાગ સમાપ્ત થાયછે, તેમાં આપેલા વિષયોને ધર્મના રૂપમાં ગણી ઉપદેશ આપવાનો પ્રયત્ન કર્યોછે, અને એ ધર્મ પાળવાની અગત્ય યોગ્ય ખુલાસા સાથે જણાવેલી છે, તો આશા રાખુધું કે સારગ્રાહકો આ મારા લીધેલા પ્રયત્નની કસોટી ઝટ પરખી જશે, અને સારા સારનો વિચાર કરીને ખરૂં તત્વ અંગિકાર કરશે, તો કર્તા તેમનો મોટો આભાર માનશે, તથાસ્તુઃ તથાસ્તુઃ તથાસ્તુ.



# નિતીધર્મ દર્પણ. ભાગ ૨ જો.



ધર્મસબંધી કે નિતી સબંધી વિષયો નીબંધ રૂપે લખતાં ઘણું લંબાણ થવાથી વાંચનારને કેટલુંએક કંટાળા ભરેલું લાગેછે, પણ તેજ વિષયો પ્રશ્નોતર રૂપે લખ્યા હોયતો તે વધારે મનોરંજક અને અસરકારક થાયછે, એમ ધારી આ ભાગમાં કેટલાએક આવસ્યક ધર્મનું વીવેચન પ્રશ્નોતર રૂપે રીતે કરેલુંછે, તે વાંચી વંચાવી સારગ્રહણ કરશો એવી આશાછે. દરેક વીષયનું ધોરણ પાઠ ઉપર રાખ્યું છે, અને એક પાઠ પુરો થતાં બીજા પાઠનો આરંભ કર્યોછે, એવી રીતે આપેલા પાઠ સાર્વજનીક ઉપયોગી થવા સારૂં યોગ્ય ગોઠવણ કરવામાં આવી છે, માટે જરૂર કરીને મારા આર્ય મિત્રો, એનો ઘટતો લાભ લેશે એવી આશાછે. નિશાળોમાં કેળવણી લેતા વીદ્યાર્થીઓ જો આ લઘુ પુસ્તકનો યોગ્ય ઉપયોગ કરે તો તેમને પણ મોટો લાભ થાય, એમાં કાંઈ સંશય જેવું નથી, લીખીતંગ—શુભેચ્છક મિત્ર.



# ગુરૂ શીષ્ય સંવાદે ધર્મ નિર્ણય.

## પાઠ ૧ લો.

## માબાપે છોકરાંને નાનપણથી ભણાવવા વિષે.

વસંતતીલકા.

નિજ પુત્રને લઘુવયે, શીખવો સુધારો,
મોટી વયે સમજીને, તજશે કુધારો, ૧
આશિષ દે અતિ ભલી, સુખીયા થવાથી,
પરમેશ મ્હેર કરશે, શીશુ કેળવ્યાથી ૨

સારગ્રાહક—માબાપે પોતાની સંતતીને નાનપણથી ભણાવવાની શી જરૂર ?

વિદ્યાસાગર—છોકરાંને પોતાની જીંદગીનું સઘળું સુખ દુખ તેમની પહેલી વીશીના સહવાસ ઉપર આધાર રાખે છે. અને માબાપ એ તેમના પરમ સુભેચ્છક છે. માટે તેમણે પોતાની પ્રજાને નાનપણથીજ સારી કેળવણી આપીને તેમનું જીવતર સુખ રૂપ કરવું જોઇએ.

સારગ્રાહક—નાની ઉમર કરતાં મોટી ઉમરે માણસ વધારે ઓતટથી કામ કરી શકેછે. તો બાળકને મોટી ઉમરે વિદ્યા ભણાવવામાં શી અડચણ ?

વિદ્યાસાગર—કુમળા વૃક્ષને જેમ વાળીએ તેમ વળે પણ મોટું થયા પછી તે વળી શકતું નથી. તેમ બાળકોને તેમની ખીલતી સમજ શકિતમાં જે જોવામાં અગર સાંભળવામાં

આવ્યુંહોય તે રસ્તેજ તેઓ મોટી ઉમરે ચઢેછે, માટે તેમને નાની ઉમરથી વિદ્યા ભણાવી અનુભવી કરવાં જોઇએ, મોટી ઉમરે ઘરની જંજાળમાં કીવા ઉદર પોષણની ખટપટમાં ફસાવાથી વિદ્યા ભણવાની ધારણા પાર પડી શકતી નથી, માટેજ છોકરાને લઘુવએ અભ્યાસી કરવાં એજ ઉત્તમ રીતછે.

સારગ્રાહક—એ સાલથી આપણી, આર્ય જાતનો એકુ વર્ગ ઘણો પાછળ છે, તેનું કારણ તથા તેઓ પોતાના છોકરાંને નિશાળે મોકલવા કરતાં ઘર કામ કરાવવામાં વડાઇ સમજે છે તો તેથી તેમને લાભછે કે નુકશાન?

વિદ્યાસાગર—આ દેશમાં ખેતી કરનારનો પેહેલો નંબર કણબી લોકોનો છે, અને તેજ કારણથી કણબી એવુ ઉપનામ તેમને મળેલું છે, અગાઉના વખતમાં આ કોમના લોકો ખેતીના શાસ્ત્રમાં પ્રવિણ હતા, તેમજ ભુ પરિક્ષા અને યાંત્રિક વિદ્યામાં ઘણા કુશળ હતા, જમીન ફળદ્રુપ કરવાને જે જે ઉપાય તથા ઓજારો જોઇએ તે સર્વ વિદ્યાના બળેથી તેમણે શોધી કાઢ્યુંછે. પણ પાછળથી લોભી રાજ્ય કરતાઓના જુલમથી તથા પોતાની વિદ્યામાં વધારો સુધારો નહીં કરવાથી ખેતીકારો દીન પ્રતિદીનનીજ વિદ્યાર્થી હિન થતા ગયા અને કાળાંતરે વિદ્યાનો સર્વત્ર લય થયો, ફક્ત ઉદર પોષણાર્થ ગુજારા જેટલા દાણા પેદા કરવા એજ તેમનું મુખ્ય કર્તવ્ય થઇ પડ્યું, વિદ્યા તે શું અને તે ભણવાથી શાથી ફાયદા થાયછે, એ સમજ તેમનામાંથી

છેક નાશ પામી. તે હાલ સુધી ગામડાના વિચારે સુન્ય એડુતો, પોતાના છોકરાને નિશાળે મોકલવા કરતાં ઢોરે ચારવામાં વડાઈ સમજે છે, આ કાંઈ ઓછી પેલછાઈની વાત નથી, કૃપાળુ ઈશ્વરે સૌના ઉપર મેહેર ગુજારી શાંતીનો સમય આપેલો છે. તો તેવા વખતને અનુસરીને તે કોમના મિત્રોએ પોતાની અસલ સ્થિતિએ ચઢવું એ તેમની મુખ્ય ફરજ છે. તે લોકો જો પોતાના છોકરાને વિદ્યા ભણાવી ખેતીના ઉદ્યમમાં બઝાડતા હોય તો તેમને તથા દેશને મોટો લાભ થાય.

સારાગ્રાહક—જે માબાપો પોતાના બાળકોને વિદ્યા ભણાવતાં નથી તેમને કેવાં જાણવાં તથા તેથી તેમને શું નુકશાન છે વારૂ?

श्लोक.

વિદ્યાસાગર—माता वैरी पीता शत्रु,
बालो एन न पाठ एत,
सभा मध्ये न शोभंते,
हंस मध्ये बको यथा.

અર્થ જે માબાપ પોતાનાં છોકરાંને નાની ઉમરથી ભણાવતાં નથી તે તેમના પાકાં શત્રુ છે, કારણ કે ઈશ્વરે તેમને ત્યાં જન્મ આપ્યો, એટલે તે છોકરાં તેમને આધીન થયાં, અને આધીન થયાં એટલે સુખ દુઃખનો આધાર પણ તેમના ઉપરજ રહ્યો. તો પછી તેમને વિદ્યા ભણાવી સારી

સ્થીતીએ નહી ચઢાવતાં કેવળ મુર્ખ રાખે એ મોટું પાપનું કામછે, કેમકે મોટી ઉમરે વિદ્યાની ખોટ છોકરાના જાણ-વામાં આવ્યાથી સેંકડો નિસાસા માબાપ ઉપર નાંખશે. એ મોટો દોષ સ્વાર્થી માબાપને શીરછે.

સારાગ્રાહક— જ્યારે તેમને નહી ભણાવવામાં દોશછે-તો ભણાવવામાં પુન્ય હશે કે નહી,

વિદ્યાસાગર— છોકરાંને ભણાવવાંએ અક્ષય પુન્યનું કામછે. વળી સર્વદાન કરતાં વિદ્યાનુંદાન શ્રેષ્ટછે, બીજાં દાનતો અમુક મુદતે નાશ પામેછે, પણ વિદ્યાનુંદાનતો તેની જીંદગી પર્યંત નાશપામતું નથી, તેથી કૃતજ્ઞ માણસ વિદ્યા ભણાવનારનું જીવતા સુધી કલ્યાણ ઇચ્છેછે, અંગ્રેજ લો-કો તથા બીજા સુધરેલા દેશોમાં અને આપણા શાસ્ત્ર વેત્તાએ આદાન સાથી પહેલે નંબરે ગણેલુંછે. જુઓ કહ્યુંછે કે—

### श्लोक.

अंन दानं समंनास्ती, विद्यादानं ततोधीकं,
अंन्नेन क्षणीका त्रुप्ती, यावत जीवंतु विद्यया,

માટે પોતાનાં છાકરાંને ભણાવવામાં કદાપી સઘળીપુંજી ખપી જાયતો પણ શું થયું, એમ સમજીને ડાહ્યાજનો તે-મનો જન્મ સુધારેછે,

સારગ્રાહક—કદાપી એવું દુઃખ વેઠીને કે પૈસા ખર્ચીને છોકરાને ભણાવ્યો, અને પછી તે મરી જાય તો તેનું કેમ?

વિદ્યાસાગર—આ સવાલ કેવળ હલકા વિચારનોછે, કારણ કે જે મરી જવું તે ઇશ્વરી સત્તા ઉપર આધાર રાખે છે, જો એવોજ વિચાર હરેકકામ આરંભતાં પહેલાં કરીએ તો તે કામ પાર પડી શકતું નથી પણ ઉલટું બગડે છે. વળી છોકરાંને વિદ્યા ભણાવી તેનો બદલો છોકરાપાસેથીજ લેવાનો જે આર્ય બંધુઓનો વિચાર હોયછે, તે ફકત સ્વાર્થ જાણવો, એમાં કાંઈ પરોપકાર કર્યો કહેવાય નહીં, સુજ્ઞ જનો ધર્મ નીમીત આવું કામ કરે છે, અને તેનો બદલો પ્રભુ પાસેથીજ મળવાની આશારાખેછે.

સારગ્રાહક—સરકારને નિશાળો કાઢવાની શી જરૂર?

વિદ્યાસાગર—પોતાની પ્રજાના સુખને માટે તથા આચળ કિર્તી સારૂ જ.

સારગ્રાહક—જે માણસ એવું જાણ્યા છતાં પણ પોતાના છોકરાંને કેળવણી આપતો નથી તેને કાંઈ ઈશ્વર શિક્ષા કરતો હશે કે?

વિદ્યાસાગર—હા, એવો માણસ ઇશ્વરનો ચોર ગણાય છે, અને ચોર થયો એટલે તેને શીક્ષા થયા શીવાય રહેતી નથી.

સારગ્રાહક—કેટલાએક જનો કહેછે કે અમને તો વિદ્યા સદતી નથી, કીંવા અમારા કુળમાં વિદ્યા કોઇને આવડતી નથી, અથવા અમારે ભણીને ક્યાં નોકરી કરવા જવું છે, એવું સમજીને વિદ્યા ભણવાનો અનાદાર કરે છે, તેનું કેમ?

વિદ્યાસાગર—જે માણસને જેવી અક્કલ તેવું તે બોલે, બીચારા ગામડામાં અને વગડામાં પડી રહેનારાઓ, એકદમ શહેરનો અને બાગ બગીચાનો નમુનો શી રીતે પરખી શકે. તેમજ વીષ્ટાનો જીવડો અમૃતના સ્વાદને શી રીતે જાણી શકે, તેવીજ રીતે અજ્ઞાનતાએ જેનાં અંતઃ કરણ ઉભરાઈ રહ્યાં છે. તેવા માણસને નિતિની વાત શુ અસર કરી શકે વારૂ, માટે હે શીષ્ય જાણવુંકે જેને જે વાતનો થોડો કે ઘણો અનુભવ હોય, તેજ તેવી વાત સમજી કે જાણી શકે, બાકીનાને તો તે વીખ જેવી લાગેછે, જે વિદ્યાનું તત્વ જાણે છે, ને ખંતથી તેનું અધ્યયન કરેછે, તેને તો તે આવડ્યા વિના રેહેતી નથી, તેમ માણસ જાતને તે કામ અઘરૂં પડે તેમ નથી, જે સદતી નથી એવું સમજીને ઠોઠ રેહેવું તે મુરખાઈ તથા વેહેમ શીવાય બીજું કાંઈ નથી. વળી ભણવું એ ફક્ત કામું કરવામાટે જ નથી પણ પોતાના મનને કેળવવા માટેજ છે, અને સદબુદ્ધિમાં વધારો કરીને પોતાના ધંધાનો ઉત્કર્ષ કરવા માટેજ છે, કેવળ નોકરી મેળવવાજ ભણવું, એ અણસમજુનું લક્ષણ છે, માટે સઘળા માણસોએ એવો મર્મ સમજીને વિદ્યા ભણવી અને ભણાવવી એ અક્ષય સુખ આપનાર છે.

---

પાઠ ૨ જો.

# केळवणी लेनाराओने सुचना.

દોહરો.

ભાષા પરભાષા ભણો, યત્ન કરી દિન નીશ;
પણ પોપટીયા જ્ઞાનથી, સુઝે નહીં કોઈ દીશ. ૧
પાઠ ભણી નીતી તણા, જ્ઞાન ગ્રહો નહીં લેશ;
દુષ્ટ ચાલ તજતા નથી, દો૫રને ઉપદેશ. ૨
તેથો અર્થ સરે નહીં, પામો નહીં કાંઈ માન;
રાજી ઇશ રહે નહીં, શીદ ગુમાવો ભાન. ૩
ભણીગણી ડાહ્યા બની, કરજો યત્ન વિશેષ;
સુખ શાન્તી સૌ આપશે, ભૂપતી વડો મહેશ. ૪
શિક્ષા શાણા સમજીને, કરજો શુભ વિચાર;
અંબાશંકર તે થકી, માને બહુ ઉપકાર. ૫

સારગ્રાહક—ગુરૂજી વિદ્યા ભણવી એટલે શું?

વિદ્યાસાગર—નીતિ ગૃહણ કરવી તે,

સારગ્રહાક—પોપટની પેઠે વિદ્યા જીંહાગ્ર રાખી પણ અર્થ સમજ્યો નહીં તે ભણ્યો કહેવાય?

વિદ્યાસાગર—તે ભણ્યો ખરો, પણ ગણ્યો નહીં એમ કહેવાય!

સારગ્રાહક—ત્યારે ગણ્યા શીવાય વિદ્યાફળીભુત થાય ખરી!

વિદ્યાસાગર—એ ધાર્યું કામ કરતી નથી, ફકત અંધારામાં આરસીના જેવી ગરજ સારે છે. મતલબ કે

એવી લુખી વિદ્યા કંઈ મનગમતું ફળ આપી શકતીનથી.

સારગ્રાહક—સરકારી નિશાળોમાં બાળકોને ચોપડીઓ ભણાવવાથી, શાશા લાભ થાયછે?

વિદ્યાસાગર—હાલના વખતમાં છોકરાંને કેળવવાનું ધોરણ ચોપડીઓ ઉપર રાખેલું છે, તેમાં આપેલા નિતિ, ઇતિહાસ, અને ભુગોળ સંબંધી પાઠો વાંચીને છોકરાઓ અનુભવ કરતાં શીખે, તથા દેશ પરદેશની રીતભાત તથા કળા કુશળતામાં જાણીતા થઈને, પોતાની એબ ભરેલી વર્તણુકો તજીદે, વળી બ્યવહારીક કામકાજમાં પડતી અડચણો ધૈર્યતા અને યુક્તિ પુર્વક ખશેડતાં શીખે, એજ ચોપડીઓ ભણવાની મુખ્ય મતલબ છે.

સારગ્રાહક-એ મતલબ શીવાય બીજા શાશા લાભ થાયછે?

વિદ્યાસાગર—સ્વભાષા સુધરે છે, વેહેમ નાશ પામે છે, અને પ્રજા ઉદ્યમી અને હોંશીયાર થાયછે.

સારગ્રાહાક—ત્યારે તો હાલ વેહેમના પાદશાહ અને ઉદ્યમ વગર ટકેશેર વેચાતા, એવા ભણેલા ઘણા જોવામાં આવેછે. તેનું શું કારણ?

વિદ્યાસાગર—અગાઉ કહ્યા મુજબ છોકરાઓ વિદ્યા ભણીને જો તેનો ખરો ઉપયોગ કરતા હોય, અને જુના વિચારના વેહેમીજનનો સહેવાસ ઓછો રાખતા હોય, તથા પરતંત્રતાનો તીરસ્કાર કરીને, નીજ ઉદ્યમનો દીનપ્રતીદીન સુધારો વધારો કરતા હોય; તેમજ ચોરી તથા ભીખ શીવાય બીજો ગમે તે ધંધો કરવામાં, પોતાની નજર પોહો-

ચાડીને યત્ન કરતા હોય, વો કેળવણી પામેલાની એવી હલકી સ્થીતિ ન રહેતાં દેશને પણ મોટો લાભ થાય, જ્યારે વિદ્યા ભર્ણાને ગણતાં ન શીખે, તેને એવું ફળ મળેજ એમાં કાંઇ સંશય જેવું નથી.

**સારગ્રાહક**—ઇતિહાસ, અને ભુતળ, ભુગોળની ગાથાઓ છોકરાંને ભણાવવાની શી જરૂર ?

**વિદ્યાસાગર**—માણસોને આ દુનિઆની મુસાફરી એડતાં સેંકડો સુખદુઃખના ઘેરામાં ફસાવું પડેછે, માટે દુઃખની વખતે ધીરજ અને સુખની વેળામાં શાંતી રાખવાનાં ઘણાં મજબુત દ્રષ્ટાંતો ઇતિહાસ ઉપરથી મળી આવે છે, વળી પ્રાચીન અને અર્વાચીન કાળનું અનુમાન કરવાને એ દર્પણની ગરજ સારેછે, માટે ઇતિહાસ ભણવો એ દરેક માણસની મુખ્ય ફરજ છે, અને ભૂતળ ભુગોળ ભણવાથી દેશ પરદેશની રીતભાત, વિદ્યાકળા, ઉપજ નીપજ, રાજનિતી વીગેરેની ખબર પડેછે, તથા પૃથ્વીના કયા ભાગમાં, અને કેટલે સુધી ટાઢ અને તાપ વધતાં ઓછાં પડેછે. તે, અને સુર્ય ફરેછે કે પૃથ્વી, વરસાદ તે વાદળી લાવેછે કે પવન, ચંદ્રની ક્ષય વૃદ્ધી આપથી થતી હશે કે તેની ગતીથી, વીગેરે દેખીતી સઘળી કુદરતી રચનાઓનું ખરાપણું ભુતળ ભણવાથી કારણ સહીત સમજાય છે, તથા ભ્રમણામાં જીવ ન પડતાં ખરૂં શુંછે. તે સમજી શકાય છે માટે ભુતળ ભુંગોળ ભણાવી એ પણ દરેક મનુષ્યનો મુખ્ય ધર્મછે.

**સારગ્રાહક**—જે જનો કેળવણી પામીને પણ નબળા

અને દુષ્ટ રીવાજો તજતા નથી, તેને કેવા જાણવા?

વિદ્યાસાગર—મુર્ખ અને જડ, વળી કેળવાએલા નહીં પણ બગડેલા સમજવા.

સારગ્રાહક—જ્યારે એવા રહે ત્યારે તેમને કાંઈ નુકશાન થતું હશે કે? અને થતું હોય તો તેમણે શું કરવું જોઇએ.

વિદ્યાસાગર—હા ઘણુંએ વિદ્વાનોની મંડળીમાં તે ધીક્કારને પાત્ર થાયછે, પોતાનું જીવતર દુઃખમાં અને પાપનાં કામ કરીને ગુજારવું પડેછે, તાબેદારીનું દુઃખ સહન કરવું પડેછે, સંસાર કંટાળા ભરેલો લાગેછે. અંતે ઈશ્વરનો અપરાધી ઠરી માહા દુઃખ પામેછે, માટે મારા પ્યારા શીષ્ય ભાઈને નિતી પુર્વક ચાલી શુભ કામો કરવામાં પાછાં પગલાં નહીં ભરતાં મર્દાઇ પકડીને સૌથી પહેલા આગેવાન થવું, એજ કેળવાએલા સજ્જનોનું ભુષણ છે, પણ ફલાણો કરે તો હું કરૂં. કીંવા ધર્મનાં કે પૈસાના જુઠાં બાનાં કાઢીને બેશી રહેવું, તે અભણ અને નામર્દાઇનાં લક્ષણછે, કારણ કે બુદ્ધિમાન પુરૂષોને કોઈપણ કામ કરવું અઘરૂં પડે તેમ નથી.

---

પાઠ ૩ જો.

## अवाचक प्राणीओ ऊपर दया अने क्षमा.

વસંતતીલકા વૃત.

મુંગાં પશુ અવનીમાં, મહા દુઃખ પામે;
વાચા વિના નીજતણું, કહે દુઃખ કોને. ૧

પોતે વિમાશી મનમાં, દુઃખ સાંખી રહેછે;
મદના છકેલ જન તે, દુઃખ ક્યાં ગણેછે. ૨
રે માનવી દીલ દયા, રતિ માત્ર રાખો;
પરમેશથી ડરિ ડરિ, બહુ પ્યાર દાખે. ૩
તેથી સદા જગ પ્રભુ, સુખ સઘ્ઘ આપે;
અંબા કહે જન તણાં, દુઃખ સર્વ કાપે. ૪

**સારગ્રાહક**—હે ગુરૂજી જેમ માણસો પોતાનું દુઃખ બીજાને કહી શકેછે. તેમ બીજાં પ્રાણીઓ કેમ નહીં કહી શકતાં હોય?

**વિદ્યાસાગર**—બાઇ તેને માણસોના જેવી, વાણી કે, વાચા નથી માટે.

**સારગ્રાહક**—એમને વાચા કેમ નહી હોય વારૂં?

**વિદ્યાસાગર**—ઇશ્વરે તેમને માણસથી એટલી ઓછી શક્તી આપીછે માટે.

**સારગ્રાહક**—ત્યારે મુંગાં રહેવાથી તે અમુઝાતાં નહીહોય?

**વિદ્યાસાગર**—જે પ્રાણીઓને પ્રભુએ જન્મથીજ અ. અવાચક રાખેલાં છે. તેને કંઇ એવી અમુઝણ આ· વતી નથી.

**સારગ્રાહક**—ત્યારે માણસોમાં જે જન્મથીજ બહેરાં કે મુંગાં હોયછે, તેને તો ઘણી અમુઝણ આવેછે તેનું કેમ હશે વારૂં?

**વિદ્યાસાગર**—આશંકા ઘણીજ ડાહાપણ ભરેલીછે, બાઇ તારા જાણવામાં તો હશેજ કે મનુષ્ય જાતિને ઈશ્વરે વાચા

આપેલી છે, તેમાં સેંકડે એવું કોઇકજ અપંગ હોય છે, તે પોતાની જાતનાનું બોલવું જોઇને તથા અપંગપણાના પડતા દુઃખનો વિચાર કરીને મનમાં ખેદ પામે છે, પણ બીજાં પ્રણીઓને તો કર્તાએ વાચા આપેલીજ નથી, માટે તેમને એ બાબતમાં દીલગીર થવા જેવું ધારી શકાતું નથી.

**સારગ્રાહક**—એ તો ઠીક પણ બીચારાં એવાં પ્રાણીઓ વાચા વગર પોતાનું દુઃખ કોને કહે?

**વિદ્યાસાગર**—બીન ઉપાએ સહન કરે.

**સારગ્રાહક**—એમનું કાંઇ માણસ પ્રત્યે ચાલતું હશે કે?

**વિદ્યાસાગર**—ના, ગમે તેવું મોટું પ્રાણી હોય તે પણ માણસથી ડરેછે, અને જેમ નચાવે તેમ નાચેછે, અતોન માર સાંખે છે. તથા વૈતરૂં કરવામાં પાછીપાની કાઢતું નથી.

**સારગ્રાહક**—ત્યારે એવાં પ્રાણીઓ પ્રત્યે માણસે તેવી રીતે ચાલવું જોઇએ?

**વિદ્યાસાગર**—દયા, ક્ષમા, અને શાંતિથી વર્તવું.

**तुलशीदासजीए कह्युंछेके.**

**दया धर्मको मुलहे, पाप मुल अभिमान;**
**तुलशी दया न छांडीए, जबलगी घटमे प्राण.**

**સારગ્રાહક**—જે પ્રાણીઓથી કાંઇ ભય કે નુકશાન થતું હોય, તેમની સાથે પણ એવી રીત રાખવી કે?

**વિદ્યાસાગર**—પોતાનો પ્રાણ સાચવવાને ઇશ્વરે સૌને

સરખી સમજ શકતી આપેલા હોય છે, એટલે કોઇને મરવું કે દુઃખી થવું સારૂ લાગતું નથી, માટે તેવે પ્રસંગે એવાં ભયવાળાં પ્રાણીઓ ઉપર કદાપી, એવી વર્તણુંક ન રખાય તો કાંઈ હરકત નથી, પણ તેમ કરવામાં પ્રાણીઓની સ્વભાવીક ટેવનો વિચાર કરીને જેમ યોગ્ય લાગે તેમ કરવું, એ મનુષ્યજાતિનું ભુષણ છે.

**સારગ્રાહક**—બાપડાં, બોબલાં, અને કંગાળ પશુઓને તેમના પાળકો પુરૂં ઘાસ પણ ખવરાવતા નથી, પણ વૈતરૂં કરાવવામાં પાછીપાની કાઢતા નથી, તેમને કેવા જાણવા?

**વિદ્યાસાગર**—તેવા માણસો પશુના પાળક નહીં પણ શોશક સમજવા તથા ધણી નહી પણ કસાઈ જાણવા, કારણ કે ગજુ જોયા વગર, એકદમ પાંચમણ ને બદલે દસમણ ભાર ખેંચાવવો. એ કાંઇ ઓછો જુલમ કહેવાય નહીં, વળી આધીન પડેલાં જાનવરોને ભુખ અને તરશનાં માર્યાં ટળવળતાં જોવાં એ નીર્દય માણસનુંજ કામ છે, પણ તેવા જનો પ્રથમ પોતાના ઉપર સઘળો વિચાર કરીને પછી આવો કેર કરતા હોય, તો તેમને પોતાનો ક્રુર રીવાજ જલદી પકડાઈ આવે.

**સારગ્રાહક**—એવી માઠી ચાલથી તેમને કાંઈ નુકશાન થતું હશે કે?

**વિદ્યાસાગર**—હા, જગતનો પતી તેમના ઉપર નારાજ રહે છે. અને તેના ક્રોપથી, તેવા અધર્મીજનો મહા દુઃખ પામે છે.

**સારગ્રાહક**—ત્યારે એવાં વાચક પશુઓને આપણે કેવાં જાણવાં, તથા શું કરવાથી ઇશ્વર આપણા ઉપર પ્રસંન રહે વારૂ?

**વિદ્યાસાગર**—પશુની પરાધીનતા. જોઇને માણસે મનમાં વિચારવું જોઇએ કે તેમનો સઘળો આધાર આપણા ઉપરજ રહેલો છે, તેમ આપણા સુખનો આધાર પણ તેમના ઉપર કેટલોક છે, પણ તે પરતંત્ર છે, અને માણસો તેમનાથી સ્વતંત્ર છે, માટે તેમને આપણે જેમ દોરીએ તેમ દોરાય છે, ગમે તેટલું દુઃખ દઇએ તોપણ તેમનું કશું ચાલી શકતું નથી, તેમ કોઇને, ફરીઆદ કરી, આપણને શીક્ષા પોહોચાડવાની તેમનામાં શક્તી નથી, કેવળ મુંગા માણસના સ્વપ્ના માફક અંતરમાં બળીનેજ રહેછે, વાચા અને વિચાર વગર શું કરે અને કોને કહે વારૂ, ફક્ત દુઃખ દેનાર ઉપર ઊંડો નીસાસો મુકીને, પોતાનું આયુશ ટૂંકુ કરે છે, જ્યારે તેમની એવી સ્થીતીછે, ત્યારેતો આપણા મનને જરા દયાનો અંશ લાવીને વિચારવું જોઇએ કે શુ ઇશ્વરે તેમને દુઃખ દેવાજ આપણને જન્મ આપ્યો છે? ના સબંધે મળેલાં એવાં પ્રાણીઓનાં સુખ દુઃખનો ભાગ લેઇને સારાં કર્મો કરવા માટેજ આપ્યો છે, કેવળ પાળતાને પાળવું એતો રીતજ છે, પરંતુ જે પ્રાણી આપણા કશા ઉપયોગમાં આવતું નથી, તેવા પ્રાણીઓનાં દુઃખમાં ભાગ લેવો, એજ પરોપકારની રીત છે, જ્યારે એમ છે તેને બદલે ઉલટો તેમના દુઃખમાં

ઉમેરો કરવો એ મહા અધર્મ કહેવાય, માટે ઓ સારગ્રા-હક અહંકારમાં આંધળા ન થતાં, એવાં અવાચક પશુ-ઓને પોતાનાં મિત્ર તુલ્ય ગણવાં, ને તેમના રક્ષણાર્થે પોતાનું તન મનને ધન વાપરવા પાછું હઠવું નહીં ખરે એમ કરવાથીજ ઇશ્વર સદા પ્રસન્ન રહે છે.

---

પાઠ ૪ થો.

# સ્વધર્મ શ્રદ્ધા વિશે.

## વસંતતિલકા વૃત.

જે ધર્મનીષ્ટ જનતે, સુખિયા પ્રમાણું
જે ધર્મભ્રષ્ટ જનતે, દુઃખિયા હું જાણું. ૧
જે ધર્મનીષ્ટ જનતે, પ્રભુ ભક્ત માનો;
જે ધર્મભ્રષ્ટ જન તે, ઇશ ભકત શાનો. ૨
માટેજ વીર સમજી, સત ધર્મ સાંચો;
આંબા પ્રબોધ સબળો, સુખથીજ વાંચો. ૩

સારગ્રાહક—સ્વધર્મ શ્રધા એટલે શું?

વિદ્યાસાગર—પોતાના પવીત્ર ધર્મનું એકનીષ્ટાથી પા-લણ કરવું તે.

સારગ્રાહક—આપણો ધર્મ સારો ના હોય તો કેમ કરવું?

વિદ્યાસાગર—ઇશ્વરને માનવાના માર્ગ દેશ દેશની રીત ભાત પ્રમાણે અને લોકની સમજણ મુજબ જૂદા જૂદા હોય છે, પણ મુળ માનવાપણું એકજ છે, માટે આ સારો ને એ ખોટો એમ સમજી ધર્મભ્રષ્ટ થવું એ મુર્ખાઇ છે.

**સારગ્રાહક**—ધર્મશાસ્ત્ર કોણે અને શા કારણથી રચ્યાં હશે?

**વિદ્યાસાગર**—મહાપુરૂષોએ પોતાની તીક્ષણ બુદ્ધિવડે અને ઘણો લાંબો વિચાર કરીનેજ બાંધ્યોછે, કારણ કે તે રસ્તો પકડીને માણસો અધર્મી થતાં બચે.

**સારગ્રાહક**—ત્યારે તો આ પૃથ્વી ઉપર અને આપણા આર્યદેશમાં ધર્મ સબંધી ઘણા ધમશાણો મચી પ્રજાનો સંહાર વળે છે તેનું કેમ?

**વિદ્યાસાગર**—નબળાને જબરો મારે એસપ્રમાણ છે. તેવીજ રીતે કોઇ ધર્મના લોકની હાલત અવ્યવસ્થિતહોય તેને બીજા ધર્મના લોકો પોતાની રીત પકડાવવા માટે જોર-જુલમને મારફાડ કરેછે. એ સુધરેલા લોકની રીત નથી. ફકત અવિચારી, કાફર અને નાસ્તાકોનુંજ એ કર્તવ્ય છે.

**સાહગ્રાહક**—તેમને નાસ્તીક કેમ કહેવાય?

**વિદ્યાસાગર**—જો તેમનામાં ઇશ્વરને માનવાપણું હોય તો પોતાના ધર્મ જેવોજ બીજાનો ગણવો જોઇએ, તથા સ્વધર્મ જન જેવીજ અન્ય ધર્મના લોકો ઉપર દયા અને પ્રીતી રાખવી જોઇએ, કારણ કે ધર્મ દ્વેશી થવું તે ઇશ્વરને પ્રીય નથી, તેમ છતાં જ્યારે મદાંધ અને ધર્માંધ જનો નીર્યંતાથી ન ડરતાં એવા જુલમ ગુજારે તેમને ખરેખરા નાસ્તીક અને પાપી જાણવા.

**સારગ્રાહક**—આપણા દેશમાં મુર્તિઓને માનવાનો, અને બીજા લોકોમાં ખોદા કે ગોડને માનવાનો ચાલછે, તે માનવાપણું જાૂદુ જાૂદુ છે. એમ ન કહેવાય ?

વિદ્યાસાગર—આધાર જુદો છે, પણ હેતુ એકજ છે. આપણે મુર્તિઓને ઇશ્વર જાણી પુજીએ છીએ. મુસલમાનો ખોદાને ઇશ્વર માનેછે, અને ખ્રસ્તી લોકો ગોડને ઇશ્વર માને છે, પણ કોઈ ધર્મમાં કર્તાને ન માનવો કે તેની સ્તુતી ન કરવી એવો હેતુ નથી.

સારગ્રાહક—મુર્તિઓને માનવાનો ખરો હેતુ શો હશે?

વિદ્યાસાગર—અજ્ઞાની જનોને ઇશ્વર ઉપર આકીન બેસાડવાનોજ વળી ચાણાખ્ય કહેછે કે—

**श्लोक.**

**अग्निर्देवोद्वीजातीनां, मुनीनां हृदोदैवतमं;**

**प्रतीमास्वल्पबुद्धिनां, सर्वत्रसमदर्शीनां.**

એટલે ટુંકી બુદ્ધિવાળાઓનું દૈવત પ્રતિમાજ છે, કેમકે તેને ઇશ્વરના ખરા સ્વરૂપનું જ્ઞાન નથી, માટે તેઓ પ્રતીમા વીશે ઇશ્વરને માનીને તેની પુજા કરેછે, જેઓ સમદર્શી છે. એટલે કે સર્વત્ર આત્માને જોનારાઓ બધે ઠેકાણે દેવજ જુએ છે.

સારગ્રાહક—જે લોકો પ્રતીમાને નથી પુજતા તેમને શું ઇશ્વર ઉપર આકીન નહીં હોય?

વિદ્યાસાગર—નહીં હોય એમ તો મારાથી કહેવાય નહી. પણ વિદ્વાન માણસો જે જે ધારા કાઢે છે, તે ઘણું કરીને પુર્ણ વિચાર કરીનેજ કાઢે છે, તો આર્ય દેશમાં આ રીવાજ જે નીકળેલો, તે વિશેષ કરીને લાભ કર્તાજ હોવો

જોઇએ બીજા દેશમાં એને માટે કંઇ જુદાજ રસ્તા હશે?

**સારગ્રાહક**—ધાતુની કે પથ્થરાની કર્તરીમ પ્રતીમામાં સર્વ શક્તીમાનપણું સંભવતુ નથી, તોપણ આપણે તેને માનવી?

**વિદ્યાસાગર**—હોવે, જ્યાં સુધી સુર્ય ઉગ્યો નથી. ત્યાં સુધી ચંદ્રમાનું અજવાળું ખુબ સુરત લાગે છે. વળી અંધારા રાતે તારાઓનું તેજ પણ ઉત્તમ લાગેછે, તેમ ઇશ્વરનું ખરૂં સ્વરૂપ જ્યાં સુધી ઓળખાયું નથી, ત્યાં સુધી તેની પ્રતીમારૂપી ખોટું સ્વરૂપ પ્રીય લાગવુજ જોઇએ.

**સારગ્રાહક**—એવું ખોટું સ્વરૂપ પુજવાથી શું ફળ?

**વિદ્યાસાગર**—ખોટામાંથી ખરૂં જડે એ અનુભવ સીદ્ધ છે. જેમસર ઐસાકન્યુટને ફરતું જણાતા આકાશ મંડળ ઉપરથી પૃથ્વી ફરેછે. એવું સીદ્ધ કરી આપ્યું, તેમ ઇશ્વર નીર્મીત મુર્તિને પુજવાથી કીંવા સ્મૃણ કરવાથી, તેનું ફળ મળ્યા વગર રેહેતુ નથી, ઘણાજનો એને માનતાં માનતાં ખરા બ્રહ્મને ઓળખી ગયા છે. માટે પગથીએ પગથીએ પગ ટેકવ્યા શીવાય એકદમ થેકડો મારી મેડા ઊપર ચઢવા જઇએ, તો હાથ પગ ભાગી અપંગ થઇએ,

**સારગ્રાહક**—ત્યારે કયારે મુર્તિઓને ન માનવી?

**વિદ્યાસાગર**—ઇશ્વરનું સર્વ વ્યાપકપણું, નીરાકારપણું, અને સર્વ શક્તિમાનપણું, સમજાઇને આપણી ચંચળ મનોવૃતી દ્રઢ થાય ત્યારે.

**સારગ્રાહક**—એતો ઠીક પણ હાલ આપણા આર્ય ધર્મની હાલત એક સરખી રીતે નથી, તેનું શું કારણ?

વિદ્યાસાગર—દેશીઓના અંતઃકરણ અધ્રડ અને મલીન થઇ ગયાંછે, ઘણા મતીલા લોકો ભિમા થઈ ધર્મને છેક પંજેરી નાંખ્યોછે, સુધારામાં ખપનારાઓ સ્વધર્મને તુચ્છ ગણી ઈંગ્લીશ ઢબપર જવાની વેત્રણો કરેછે, પણ તેમનાથી નથી સધાતો ભોગ! કે નથી લેવાતો જોગ! વળી ગોસ્વામી, શંકરાચાર્ય, જૈન, સહજાનંદ, વીગેરે ઘણા ધર્મો, અને ધર્મમાંથી પંથ નીકળેલા છે, તેથી અજ્ઞાંન પ્રજા જાણેછે, કે આ ધર્મ સારો હશે કે પેલો, વળી મહાદેવમાં સત વધારે હશે કે હનુમાનમાં, એવા એવા વહેમમાં કુટાઇ મરેછે, પણ ખરાની ખુબી જાણતા નથી.

સારગ્રાહક—એવું થવાનાં મુખ્ય કારણો શાં હશે?

વિદ્યાસાગર—પરદેશીઓનો જુલમ તથા સહેવાસ, અસ્થીર વૃત્તી, અને ઘણા મત એજ મુખ્ય કારણોછે.

સારગ્રાહક—ઘણા મતથી ધર્મને શું નુકશાન?

વિદ્યાસાગર—કોઇપણ કામ ઘણા મત પડવાથી સીદ્ધ થતું નથી. તેમ ધર્મના કામમાં તે વિઘ્ન કર્તાછે માટે.

સારગ્રાહક—શું કરવાથી એક મત થાય વારૂ?

વિદ્યાસાગર—એક નિશ્ચય અને સંપ રાખવાથી?

સારગ્રાહક—સઘળા આર્ય મિત્રો એક ધર્મી થવાથી તેમને તથા દેશને શાશા લાભ થાય?

વિદ્યાસાગર—તેમના ઉપર કોઇનો ઉપદ્રવ નડે નહીં, દેશમાં સલાહ સંપ ચાલે, અને ધર્મની બાબતમાં સારા ખોટા-

પણું નહી રહેતાં, ઈશ્વર ઉપર સૌનો એક સરખી રીતતે ભાવ રહે.

**સારગ્રાહક**—પોતપોતાનો ધર્મ શીરતે સાચવવો ?

**વિદ્યાસાગર**—શુદ્ધ અંતઃકરણ અને દ્રઢ નિશ્ચય વડે પોતીકો ધર્મ પાળવો, જે મિત્રો ગોળ ખાંડ સમજી એક મુકી અન્યને પકડે છે. તેમનાથી તે બેમાંનો એકે સધાતો નથી, અને હમેશાં તેમના વિચાર સંકલ્પ વિકલ્પ વાળાજ રહેછે, માટે પ્રથમ આપણે જે ધર્મ અંગિકાર કર્યો હોય, તેને જીવતાં સુધી છોડવો નહી. પણ ખરા પ્રેમ સાથે તેનું પાલણ કરવું એજ મનુષ્ય જન્મનું ભુષણ છે.

---

## પાઠ ૫ મો.

# जात्याभिमान अने स्वदेशाभिमान विशे.

**મનહર છંદ.**

મિથ્યા અભિમાન તજો, દેહ તણો ગર્વ તજો;
સ્વજનસુ વેર તજો, તજો વ્યભિચારને. ૧
જુઠને પ્રપંચ તજો, દામનો દમાક તજો;
સ્વારથિયા મિત્ર તજો, તજો પાપ કામને. ૨
સ્વદેશાભિમાન સજો, વિદ્યા ભણી રૂપ સજો;
સ્વજનસુ સંપ સજો, સજો સુ વિચારને. ૩
દેશના કલ્યાણ માટે જરજોર આપ સજો;
સજી હથિઆર શુરા, શત્રુપર ધાવને. ૪

કહે અંબાશંકર તે, સત્ય સૌ સાચવજો;
એજ ખરો ધર્મ જાણી, કહું વિરા આપને. ૫

સારગ્રાહક—જાત્યાભિમાન એટલે શું?

વિદ્યાસાગર—પોતાનીજ જાતના બીજા મનુષ મિત્રો પ્રત્યે પ્રેમ અને ભલુકાઈથી ચાલવું તે.

સારગ્રહક—આ ધર્મ પાળવાની શી જરૂર?

વદ્યાસાગર—આપણા સઘળા સુખનો આધારે મનુષ ભાઇયોના અરસપરસ હેત વ્હાલ ઉપર રહેલો છે. અને તેથી કરીને સ્વજન પ્રીતિ અને દેશમાં સલા શાંત્તિ ચાલેછે.

સારગ્રાહક—જાત્યાભિમાન શેમાં રહેલું છે?

વિદ્યાસાગર-જાતીભાઇઓને આમનસામન મદદ કરવામાં, તથા તેમના દુઃખે દાઝવામાં, ને સુખે પ્રસન્ન થવામાં.

સારગ્રાહક—જે આ ધર્મ ન પાળે તેમને કેવા જાણવા?

વિદ્યાસાગર—નગળા અને કૃતઘ્ની જાણવા, વાંદર સરખાં પશુમાં પણ જાત્યાભિમાન રહેલું છે. અને માણસોમાં એ નહોય તો તેમને પુંછડા વગરનાં પશુ જાણવાં.

સારગ્રાહક—વાંદરામાં આ ધર્મનો જુસ્સો છે. એવું શાથી સાબીત થાય વારૂ?

વિદ્યાસાગર—તેમની સ્વભાવિક પ્રકરતીથીજ તે આ ધર્મને અનુસરીને ચાલેછે. એમ કહીએ તો તે ખોટું નથી, એક વખતે હું જંગલમાં કાંઇ વનસ્પતી લેવાને ગએલો, તેવારે એક ખેતરમાં વીસ પચીસ વાંદરનું ટોળુ બેઠું હતું, તે જોતોજોતો પાસેના આસોપાલવનાં પાન લેવાને હું તે

તરફ વળ્યો, તો તે ઝાડ ઉપર એક વાંદરાનું બચ્ચું રમતું હતું. તે બચ્ચાની મા મને દેખીને ટોળા ભેગી જતી હરી, અને હું પેલા બચ્ચાને નિચે રહીને બોલાવા લાગ્યો. બે મીનીટ થઈ નહીં એટલામાં તો તે બચ્ચાની મા ત્રણચાર બુઢીયાને તેડી આવી, તેમણે પાછળથી આવીને મને નખુરીયાં અને તમાચા મારવા લાગ્યા. હુંતો તેથી રઘવાયો બની ગયો. પણ મારી પાસે એક લાકડી હતી તે વિંઝતો વિંઝતો જીવ લેઈને નાઠો. તોય પણ મારી પાછળ બે બુઢ પડેલા તે મારા સામુ જોઈને ખુબ દાંત કકડાવે, અને ચાળા કરે પછી પેલી વાંદરી પોતાના બચ્ચાને લેઈને ટોળા ભેગી જતી રહી. ત્યારેકેડ મારી પાછળ પડેલા બે બુઢીયા પણ નાશી ગયા, હુંતો આ બનાવથી ઘણોજ વિસ્મય થયો અને વિચારવા લાગ્યો કે પશુની જાતીમાં પણ આટલું જાત્યાભિમાન રહેલું છે.

**સારગ્રાહક**—આ ધર્મ એકલા દેશી મીત્રો પ્રતેજ પાળવો કે કેમ?

**વિદ્યાસાગર**—મનુષ કહેવાતા એવા સઘળા જન પ્રત્યે આ ધર્મ પાળવાનો છે.

**સારગ્રાહક**—એમ કરવાથી સ્વદેશાભીમાનને બાધ ન આવે કે?

**વિદ્યાસાગર**—ના-સ્વદેશાભીમાનને બાધ ન લાવતાં આ ધર્મ સાચવવો.

**સારગ્રાહક**—બીજા દેશના લોકો જ્યારે આપણા ઉપર જુલમ કરે ત્યારે કેમ કરવું?

**વિદ્યાસાગર**—સઘળા દેશના લોકોએ આ ધર્મ એક સરખી રીતે પાળવાનો છે. છતાં સામાવાળા આ માર્ગ મુજબ ન ચાલે તો, આપણે પણ સ્વદેશ પ્રેમના જુસ્સાથી તેમના સામું ટકી રહેવું ઘટે છે. કારણ કે જેટલો સ્વદેશ અને દેશી મીત્રો સાથે આપણે સબંધ છે. તેટલો પરદેશી જન સાથે નથી હોતો. માટે સ્વદેશી જાત ભાઇને આ ધર્મ વધારે અસરકારક અને પુષ્ટીકારકછે.

**સારગ્રાહક**—એવી રીતે ચાલવાથીં કોઇને લાભ મળેલો ખરો?

**વિદ્યાસાગર**—હોવે, એવા દાખલા તો ઘણા જડે છે. પણ થોડા વખતના તાજા દાખલાઓ કહું કે જેથી તમારી શંકા તમો યથાર્થ રીતે સમજી શકો, જુઓ મુસલમાન લોકોએ આપણને માર્યા, લુટ્યા, અને આપણી જંગી ઇમારતો તથા દેવદેવસ્થાનને ભાગી કે તોડી નાખ્યાં, વળી આપણા ઉપર કેટલાએક વર્ષ સુધી રાજ્ય કોયડો ચલાવ્યો, વળી હાલના વખતમાં પણ આપણે પરદેશી રાજ્યની છાયા તળેજ છીએ, તે લોકોનો દેશ જો કે અહીંથી ઘણે દુરછે. છતાં કેવી અદ્‌ભુત રીતે અહીં આવીને આપણા રાજકર્તાઓને યુક્તી વડે કે લઢાઈ લઢીને હરાવ્યા. તેથી આ દેશની રાજ્ય લગામ તેમને હાથ ગઈ છે. એ પ્રમાણે પરદેશીયો આરંભેલા મહાભારત કામથી ફતેહ પામ્યા. તેનું મુખ્ય કારણ શોધી શું તો સ્વદેશ પ્રેમ અને જાત્યાભિમાન શીવાય બીજું સંભવતું નથી.

**સારગ્રાહક**—તે વખતે આર્ય મીત્રોમાં આ ધર્મનો જુસ્સો છેક નહિ હોય અને હશે તો આજ આપણીપર તંત્ર હાલત કેમ રહી વારૂ ?

**વિદ્યાસાગર**—ભાઈ છેક નહિ હોય એમ તો મારા કેહેવાય નહો. જે જે પુરૂશોમાં હતો. તેવા દેશ દાઝક જનો મર્ણ પર્યંત તેમના સામા ટકી રહ્યા હતા; કે જેમના શુભ નામો જગ જાહેર છે. પણ વૈસાખમાસના સખત તાપથી પીડાતો અને તરશથી જેના કંઠ મળી ગયા છે. એવા મુસાફરને ચાપુ પાણી પાયાથી શું અસર થઈ શકે, તેમ આપણા દેશી જનોમાં ઘણો ભાગ આપ સ્વાર્થી અને બીકણ હોવાથી તેમનામાં આ ધર્મનો જુસ્સો છેક નહિ હતો, માટે આર્ય દેશની ઘણી વસ્તીના પ્રમાણમાં સ્વદેશ રક્ષણ અને જાત્યાભીમાની મહાપુરૂશોની સંખ્યા થોડી હતી. બલકે કંઈજ નહિ એમ કહીએ તો ચાલે. તો તેટલી જુજ સંખ્યાથી પરમુલકના ઘણા સંપીલા અને મરવાથી પાછા નહીં હઠે એવા અસંખ્ય માણસો સામે શી રીતે ટકી શકાય? જો સર્વત્ર આ ધર્મ મુજબ ચાલ્યા હોત તો આપણા ઉપર પરદેશીયોનું ફાવી શકત નહિ, એ નકી જાણવું. માટે સ્વદેશાભીમાન ને જાત્યાભીમાન એ મહદ્ સદ્ગુણો રાખવાની આપણી મુખ્ય ફરજ છે. ખરે એમ થશે તોજ ઈશ્વર સદા પ્રસન્ન રહેશે. અને ગએલું સુખ પાછું મળશે. એ નાઃસંદેહ છે.

પાઠ ૬ ઠો.

## પતિજ્ઞા પાળવા વિષે.

મનહર છંદ.

વિચારીને બોલો બોલ, ધરે નહી તોલ તેમાં;
વિચારીને બોલવાથી, મહા પદ પામશો.
વિચારીને કરો કામ, વિચારીને ધરો હામ;
દામ ધીરો વિચારીને, જેથી સુખ ખાટશો.
પાળો નીજ પાળકને, બાળો મતિ હિંસકને;
ટાળો તકરાર તમે, જેથી દુખ વામશો.
ભાળો ન્હેમ નજરથી, બાળો સ્નેહ કપણથી;
ચળો ચતુરાઈ તમે, મેદો જેમ ચાળશો.
પણ ભાઈ પાળો તમે, પાળો પાળો ફરી કહું;
મુખથી જે વેણ વધ્યા, જીવ જતાં પાળશો.
થુંક્યું ન ગળાય તેમ, પણ પાછું પેસે નહીં;
પેસંતાં તો પટ દેઈ, લાજથી નમી જશો.
કહે અંબાશંકર તે, ધ્રડતાથી ધારી જુઓ;
હારો સઉ વિત્ત પણ, વચન ન હારશો.

**વિદ્યાસાગર**—શીષ્ય સારગ્રાહક આપણા મનથી લીધેલું પણ જીવતાં સુધી પાળવું જોઈએ?

**સારગ્રાહક**—તે પાળવાથી વિઘ્ન થતું હોય, કિંવા તે પાળી શકવાની શક્તિ નાહોય તો કેમ કરવું?

**વિદ્યાસાગર**--વિઘ્ન થશે કીવાં પાળી નહીં શકાય એવી પ્રતિજ્ઞા કરતી વેળાએ ખુબ વિચાર કરવો જોઈએ કે

લીધા પછી પસ્તાવું પડે નહીં સારાં કામની પ્રતીજ્ઞા પાળ-વામાં વખતે મહા મહા આપદાઓ વેઠવી પડે તોય શું થયુ. હરીચંદ્ર રાજાને સત્યને માટે નીચનો આશરો લેવો પડ્યો, અને રાજાને યોગ્ય નહીં. એવાં હલકાં કામ કરવાં પડ્યાં. તોપણ પોતે લીધેલી સત્ય પ્રતીજ્ઞાથી છુટો પડ્યો નહીં. તો ઈશ્વરે તેને સારૂં ફળ આપ્યું.

સારગ્રાહક—પતીજ્ઞા પાળવીજ જોઇએ એમ શા માટે?

વિદ્યાસાગર—માણસ જાતને ધર્મને રસ્તે દોરવા સારૂં તથા સ્વદેશાભીમાનના જુસ્સાને ટકાવી રાખવા સારૂં અને મનુષ જન્મની અચળ કીર્તિ સારૂંજ તે પાળવાની ઘણી જરૂરછે.

સાગ્રરહક—પતીજ્ઞા તોડનારને શું નુકશાન?

વિદ્યાસાગર—ઇશ્વર રૂઠે છે, વ્યવહારમાં ધીર ઓછી થાયછે. સુજ્ઞ માણસો તેનો વિશ્વાસ કરતાં આંચકો ખાય-છે. તેમ તેમનાથી ધા મારીને કંઈ શુભ કામ થઈ શકતું નથી, અને જગતમાં કંઈ સારી નામના મેળવી શકતા નથી, ફકત જેમ તેમ કરીને પોતાનું જીવતર ગુમાવવું પડે છે.

સારગ્રાહક—સોગન ખાવા એ પ્રતીજ્ઞાના રૂપમાંગણી શકાયકે નહીં.

વિદ્યાસાગર—ભાઈ સોગન અને પ્રતીજ્ઞા એ એક રૂપ નથી, પણ પાસેના સંબંધી જેવાં છે, પ્રતીજ્ઞા કરવી એટલે જે કામ કરવામાં પોતાના અંતઃકરણનેજ સાક્ષી રૂપ રાખીને તે કૃત્ય કરવાનો એક નિશ્ચય કરવો તે, અને

સોગન ખાવા એટલે સાચા જુઠાના ખરાપણા માટે દેવ કીંવા વહાલી વસ્તુને વચમાં રાખીને બોલવું તે.

**સારગ્રાહક**—કેટલાએક જનો જુઠી પ્રતીજ્ઞા અને જુઠા સોગન ખાતાં બીતા નથી તેમને કેવા જાણવા?

**વિદ્યાસાગર**—દુષ્ટ, કૃતઘ્ની, અને આત્મઘાતી જાણવા.

**સરાગ્રાહક**—એમ કેમ?

**વિદ્યાસાગર**—તે જુઠી પ્રતિજ્ઞા વડે ઇશ્વરને તથા બીજા માણસને ઠગેછે. પોતાનું પ્રતીપાદન કરવા કીવાં કાંઇ લાભ મેળવવા માટે તેને આવા પાપમાં ફસાવું પડેછે. એ ઈશ્વર પ્રીય નથી, જે સખસ પોતાનો કરેલો કાયદો (બોલ) પાળતો નથી તેવો માણસ સર્વ શક્તિમાનનો પવિત્ર કાયદો પણ પાળી શકતો નથી, તેટલા કારણથીજ તે ઉપરના કલંકને પાત્ર થાયછે.

**સારાગ્રાહક**-ત્યારે માણસોએ કેવી રીતે ચાલવું જોઇએ?

**વિદ્યાસાગર**—આ દુનિયામાં સુખી થવાના રસ્તામાં એક પ્રતીજ્ઞા પાળવાનો રસ્તો પણ મુખ્ય છે. કારણ કે તેને અનુસરવાથી આરંભેલું કામ ત્વરાથી થાયછે. વળી તેથી દેશપતી અને જગતપતીના પવિત્ર કાયદા પાળવાનું જ્ઞાન સતેજ થાય છે. પાપ કર્મથી સદા ડરતા રેહેવાય છે. તેથી કોઇપણ ગુનામાં ફસાતા નથી, ગમે તેવી દુષ્ટ આદતો તેના વડે છોડી શકાય છે. મિત્રતા વધે છે, અને શત્રુઓ તેનું નામ સાંભળીને કંપેછે, આ દુનીયામાં જ્યાં ત્યાં પ્રતીજ્ઞા પાળનારનોજ વિજય છે. માટે મનુષ મિત્રોની

ફરજછે કે, શુભ કામો કરવા માટે એક નિશ્ચયથી સદા તતપર રહેવું, મર્ણાગતે પણ પતિજ્ઞા ભંગ થવું નહીં, એજ ખરૂં પુરૂશાર્થ છે.



પાઠ ૭ મો.

# स्वज्ञाती संप अने सुधारो.

દોહરા.

સ્વજ્ઞાતીનો સંપથી, ઉદય કરો સૌ જંન:
મિથ્યા કુળ મોટમ તણો, ગર્વ ધરો નહીં મંન. ૧
નિર્લજ ગાવાનું તજો, પણ રોવાનું તેમ;
જુલમી નાત વરા તજો, માન વધે નહીં એમ. ૨
બાળલગ્ન ભાવે તજો, વળિ વૈધવના દુખ;
સમજીને તજશો સદા, ત્યારે થાશે સુખ. ૩
કો'છો પણ કરતા નથી, એ મોટોછે દોશ;
દુઃખ વળતી આવી પડે, શાને જોવા જોશ. ૫
માટે સજ્જન સૌ મળી, કરો પુન્યનાં કામ;
મનમાન્યું સુખ ભોગવો, રહેશે જગમાં નામ. ૫
ધારા સારા બાંધીને, ચલવો જ્ઞાતી નાવ;
હિત શીક્ષા આંમા ભણે, તેપર રાખો ભાવ;

**સારગ્રાહક**—સ્વજ્ઞાતી સંપ એટલે શું?

**વિદ્યાસાગર**—પોતપોતાની નાતમાં સૌ જોડે હળીમળીને ચાલવું તે.

સારગ્રાહક—એમ કરવાથી શાશા લાભ થાયછે?

વિદ્યાસાગર—બીજી નાતના લોકોમાં આપણાં વખાણ થાયછે, બ્યવહાર રૂડી રીતે ચાલેછે, ઇશ્વર સદા પ્રસંન રહેછે. અને આપણી સારી ચાલ જોઇને બીજા પણ સુધરે છે. તેથી દેશને પણ મોટો લાભછે.

સારગ્રાહક—શું કરવાથી આ ધર્મ બરાબર પાળીશકાય?

વિદ્યાસાગર—ન્યાતી ભાઇઓને અરસપરસ મદત કરવાથી, તથા પડતી અડચણો ખસેડવાથી, અને ન્યાતીના રૂલને અનુસરીને ચાલવાથી આ ધર્મ પાળી શકાયછે.

સારગ્રાહક—આ ધર્મ ન પાળે તો શું નુકશાન?

વિદ્યાસાગર—ઇશ્વર કોપે, સુધરેલા લોકમાં આપણી નીંદા થાય. અને બ્યવહાર રૂડા રીતે ન ચાલતાં ઘણી આપદાઓ ભોગવવી પડેછે, વળી એકનુ જોઇને બીજા પણ બગડે છે, તેથી બીજા સહેવાશી દેશી મિત્રોમાં સળો પેશીને દેશની ખરાબ સ્થિતી થાયછે.

સારગ્રાહક—ન્યાતીના રૂલ કદાપી નુકશાનકારક હોય તો કેમ?

વિદ્યાસાગર—પોતાની નાતના પાંચ ડાહ્યા અને પંકાતા માણસોએ આગળ થઇને ગામ પરગામથી ન્યાતીલા સજ્જનોને પત્રીઓ લખી તેડાવવા, પછી પોતાની નાતમાં ચાલતા દુષ્ટ રીવાજોને ટાળવાનો એક મતથી ઠરાવ કરવો, અને તેને બદલે સુઘડ તથા સુખકર રીવાજો પસાર કરવા, પછી તેને અનુસરીનેજ ચાલવાનો એક નિશ્ચય કરવો

બાદ તે ઠરાવ અમલમાં લાવવો પછી જે સખસ એ કાયદા પ્રમાણે ન ચાલે, તેમને જ્ઞાતીનો રૂલ તોડ્યા બદલ અમુક શીક્ષા ઠરાવવી, એટલે ખોટા રૂલથી નુકશાન થવાનો ભય રહેશે નહીં.

**સારગ્રાહક**—પ્રસંગ વગર જ્ઞાતીજનોને ભેગા કરવાનું શી રીતે બની શકે?

**વિદ્યાસાગર**—ઓહો, ભેગા થવાના પ્રસંગ ઘણા આવે છે, કોઇને ત્યાં વરાવાજન વખતે આપણા પ્રાંતમાં દેશ માઝન, કે નાત તેડવાનો રીવાજ છે, તે વખતે ઘણાજનો ભેગા થઇને એકબીજાની બડાઇ કે નાગી પંચાતો કરેછે, તથા આડા અવળા ફરતા ફરીને નકામો વખત કાઢેછે, પછી જુઠી મોટાઇ મેળવનારને ત્યાં સારી રીતે મીષ્ટાંન ઝાપટીને સૌ વેરાઇ જાય છે, તે કરતાં તો તેવા અવસરે એકઠા થએલા જનો જો પોતાની નાતમાં વપરાતા જુલમી રીવાજો નાબુદ કરવાનો પ્રયત્ન કરતા હોય, તો બેશક તેમને મોટો લાભ થાય.

**સારગ્રાહક**—આ કામમાં મુખ્ય કોને આગેવાન થવું ઘટે છે?

**વિદ્યાસાગર**—નાતમાં પંકાતા એવા પટેલોએ.

**સારગ્રાહક**—શા કારણથી?

**વિદ્યાસાગર**—દરેક નાતના પટેલો ઘણું કરીને જથા વાળા, તથા ભાંજગડ પતાવામાં કાબેલ હોય છે, તેમજ ખટપટીઆ પણ પહેલા નંબરના, અને પોતાની નાતની

ગુહ્ય કે ઉઘાડી વાતથી તેઓ એશ્વરા પ્રવિણ હોયછે, તેથી તેમના જેટલું બીજાનું ચાલી શકતું નથી માટે.

**સારગ્રાહક**—તેમને આ વાત પસંદ ન હોયતો કેમ?

**વિદ્યાસાગર**—સારીચાલ સૌકોને પસંદ હોયછે, એતો સ્વભાવીકછે, છતાં જાણીબુજીને પોતાના અલ્પ સ્વાર્થ તે માટે આખી નાતનો ભવ બગાડવો એ તેમની લાયકી નથી, અથવાતો જુના વિચારને વળગી પડી પોતાની માઠી ચાલ ન તજવીએ કાંઈ ધર્મશાસ્ત્રની રીતથી જુઓ કહ્યુંછેકે,

**देशकालानु सारेण. कर्तव्यं नान्यथा क्वचित्,**

માટે નાત પટેલોએ દેશકાળને અનુસરીને પોતાના તથા સ્વજ્ઞાતીના સુખને સારૂં નાતમાં ચાલતા દુઃખદાયક રીવાજોને ટાળી, સારી નામના કાઢવી એ તેમની ફરજછે.

**સારગ્રાહક**—તેમણે શીશી બાબતમાં સ્વજ્ઞાતીમાં સુધારો કરવો ઘટે છે. અને તે કોની મદતથી?

**વિદ્યાસાગર**—વિદ્વાનો અને ધર્મશાસ્ત્રના મતથી વર્તમાનકાળને અનુસરીને. તેમણે નીચેની બાબતો સુધારવાનું લક્ષમાં લેવું ઘટેછે, કન્યા લેવાદેવાનો ચાલ કેટલાક કુળ ઉપર આધાર રાખીને લેછેકેદેછે, તે ચાલ નીકળ્યો હશે તો સારા વિચારથી, પણ હાલ ઉત્તમ કહેવાતાં એવાં કુળ ઘણી માઠી અવસ્થામાં દીઠામાં આવેછે, તેનું મુખ્ય કારણ એજકે આચાર વિચાર તથા વિદ્યાની નાસ્તી થકીજ માટે તેવાં પોગળ કુળની મોટાઈમાં અંજાઈ પડી દીકરીને હૈસી હાથના કુવામાં ઝંપલાવી નહીં. મતલબ કે

એમ કરવાથી પુત્રી માહા દુઃખ પામેછે. તે કરતાં તોવરનાં સારાં આચરણ વિદ્વતા, ચંચળાઈ અને નીરોગીપણું જોઇને કંન્યાનું દાન દેવું એ ઉત્તમ અને સુખ કર્તાછે. માટે એ બાબતમાં એટલો સુધારો કરવો બાજબીછે,

**સારગ્રાહક**—એ સંબંધમાં બીજો શોશો બંદોબસ્ત કરવો જોઇએ?

**વિદ્યાસાગર**—બાળલગ્ન તથા કંન્યાવીક્રય કરનારને નાત બહાર મુકવો, કે તેને માટે અમુક દંડની શીક્ષા કરાવવાની જરૂરછે.

**સારગ્રાહક**—દીકરા દીકરીનાં લગ્ન કયારે અને કેટલી ઉમરે કરવાં જોઇએ?

**વિદ્યાસાગર**—છોકરાની ઉમર ઓછામાં ઓછી પંદરકે વીશ વરસની થાય ત્યારે, અને દીકરીની ઉમર નવથી તેર વરસની થાય ત્યારેજ લગ્ન કરવાનો રીવાજ રાખવો એ ઉત્તમ રીતછે,

**સારગ્રાહક**—બાળ લગ્ન કરવાથી શું નુકશાન?

**વિદ્યાસાગર**—તેમ કરવાથી વર વધુનો ગ્રહસ્થાશ્રમ રૂડી રીતે નહીં ચાલતાં નાના પ્રકારની હાનીયો પેદા થાયછે.

**શારગ્રાહક**—પુત્ર તથા પુત્રીની લાયક ઉમર થતાં સુધી તેમને શું શીખવવું?

**વિદ્યાસાગર**—છોકરાને સારી ઊંચી જાતની વિદ્યા ભણાવી ગ્રહસ્થાશ્રમ વગર હરકતે ચલાવી શકે તેવો કેળવવો. અને દીકરીને તેની માએ ઘરકામમાં પ્રવીણ કરવી, તથા

સારાં નિતીનાં પુસ્તકો વાંચીને સમજી શકે, અને ઘરખ- રચનો હીસાબ રાખી શકે, તેટલી કેળવણી કંન્યાશાળા મા- રફત કીંવા ભણેલાં માતાપીતાએ આપવી, વળી કુટવા રડવા ઉપર તેને અભાવો બતાવવો, અને ભુત, નજર વગેરે ખોટા વહેમોનો નાશ કરી, વિવેક શીખવવો, તથા પારકાં/પોતાનાં શી રીતે કરવાં અને પતીની સાથે કેવી રીતે વર્તવું, વીગેરે બાબતોથી દીકરીને જાણીતી કરવી.

**સારગ્રાહક**—એતો ઠીક પણ ન્નાતી ભોજનનો કર ન્નાતીમાંથી શી રીતે ઓછો કરવો, અને રાખવાથી શું નુકશાન છે વારૂ?

**વિદ્યાસાગર**—આ રીવાજ ફક્ત ઊંછાંછળા સ્વભાવનો તથા ગાંડી મોટાઇનોછે. એનું ફળ ખોળીશુંતો પોતાના બાળબચ્ચાંને કરજનો ભાર જીવતાં સુધી ખેચવાનુંજ છે, વળી એવી તુચ્છ મોટાઈ મેળવવાની ખાતર કેટલાએક જનો કંન્યા વિક્રય કરેછે, કારણ કે ઘરના દુર્બળ માણસને પોતાની નાત જમાડવા જેટલું વિત્ત હોતું નથી, ને વ્યવહારમાંતો સૌની બરાબર રેહેવું પડેછે. માટે પોતાની બેહેન કે દીકરી વેચીને તેના ઉત્પન્ન વડે નાતને સંતોષી જશખાટે છે, અરરરર! આશું મોટો અધર્મ નથી, રૂધીર માંસના પૈસાથકી જમવું ને જમાડવું એને શું ધર્મશાસ્ત્ર મોટું પાપ ગણતું નથી? મતલબ કે ગણેછે, પરંતુ મતીલાને પેટ ભરા ન્નાતીભાઇઓ તેને ક્યાં ગણકારેછે વારૂ. પણ તેવા-

જનોએ સમજવું ઘટેછે કે એક દીવસની વાળુખાતર ભ-વોભવ નરકમાં ભટકવું, તે કરતાં તો રસનાને એવા ખોટા સ્વાદમાં ન લલચાવવી. એ વધારે સારૂંછે, આ જુલમી રીવાજ ન્યાતીમાંથી ટાળવા માટે પટેલોએ તથા બીજા સુભેચ્છક જનોએ મોખરે થવું ઘટેછે, એવી રીતે કે પ્રથમ પોતાને ઘેર કંઈ અવસર આવે, તે વેળાએ ચારને બ-દલે એક નાત કરીનેજ ચલાવવું કે તેમનું દેખાદેખી બી-કોને ઓછું ખરચ કરવાનું મન થશે. અથવાતો તેને માટે એવો કાયદો પસાર કરવો કે આપણી ન્યાતીમાં અમુક અવસરે એકજ નાત કરવી, નાત મોટી હોયતો એક વ્યવ-હારજ કરવો, પણ એકથી વધારે દીવસ જમવા જમાડ-વાનું રાખવું નહીં, અને કોઈ સંપત્તી વગર કરજ કરીને કે મીલકત વેચીને વરો કરશે, તેને ત્યાં નાત કે ઢાળ જમવા આવશે નહીં, પણ તેવાજનોએ ફક્ત સગાંસબંધીને જમા-ડીનેજ ખુશી થવું, તેમાં કંઈ નાત બાધ ગણવાની નથી, એવી રીતે સવડ પડતા સઘળા સારા રીવાજો દાખલ ક-રીને, થોડે થોડે આ ખોટો ચાલ કમી કરવો જોઇએ, એ ન્યાતીના કર્તા કારવતા સુભેચ્છકજનોનું મુખ્ય લક્ષણછે,

**સારગ્રાહક**—એમ કરવાથી શો ફાયદો થાય?

**વિદ્યાસાગર**—કમાણી જણાઇ આવેછે, આપત્તી વ-ખતે પૈસો ઉપયોગમાં આવેછે, અને શાહુકારનાં ઘર ગણ-વાં પડતાં નથી, સ્રી પુત્રાદીકનું ભરણ પોષણ સારી રીતે

થાયછે. કંન્યા વીક્રય જેવા માહા પાપમાં ફસાવું પડતું નથી. દેશમાં દોલત વધેછે. અને નિયંતા પ્રભુ સદા પ્રસંન રહે છે. વગેરે પણ ફાયદા થાયછે.

**સારગ્રાહક**—વિધવા સ્ત્રીઓને માટે શો બંદોબસ્ત કરવો જોઇએ?

**વિવ્રુ સાગર**—વિધવા સ્ત્રીનું ભરણપોષણ તેનાં સાસરીયાંએ કરવું જોઇએ, અને ત્યાં કોઇ નાહોયતો તેના પીતાના વંશનાએ કરવું જોઇએ, પણ જેની ઉમર નાની છે, અને તે કદાપી પુનઃલગ્ન કરવાની ખુશી જણાવતી હોય, તો શાસ્ત્રાધારને અનુસરીને કરવું લાયક છે, કારણ કે તેમ નહીં કરવાથી ઘણોજ અધર્મ થાયછે, કે તે જોઇ અથવા સાંભળીને કમકમાટ ઉપજ્યા વિના રહેતો નથી, માટે આ વખતમાં તેનો પણ કાયદો કાઢવો જરૂરનો છે, એવી રીતે કે અમુક વરસની સ્ત્રીનુંજ પુનઃલગ્ન કરવું જોઇએ, તેથી વધારે ઉમરની કે પ્રજા થએલી એવી સ્ત્રીનું થશે નહીં, પણ આ ધારો બહાર પાડતા પહેલાં આગેવાન જનોએ એટલો વિચાર કરવો જોઇએ કે સ્ત્રીઓ નીરંકુશ થઈ જાય નહીં, શૌદ્રની રીત મુજબ કે બીજી હલકી વરણોની માફક એકને પડચો મુકી બીજાને, અને તે ન ગમ્યો એટલે ત્રીજાને, એમ અવ્યવસ્થીત ન થતાં એક નીયમમાં રહે તેમ કરવું, માટે આવાં કામ ઘણી બારીક નજરથી કરવા લાયક છે.

**સારગ્રાહક**—એવાં ધાર્મીક કામો કરવા પાછળ ન્નાતી ભાઇઓની ઉલટ ક્યારે વધે વારૂ?

**વિદ્યાસાગર**—સ્વસુધારો, અને એક સંપથીજ આવાં કામો થઇ શકેછે, માટે સૌ મિત્રોએ જાતે સુધરીને એક સંપ થકી કુધારાના પગલાં ન્નાતીમાંથી ટાળવાં જોઇએ. ખરેખર એમ કરવાથીજ ઇશ્વર સદા પ્રસંન રેહેશે.



પાઠ ૮ મો.

## परस्त्री भाव निशेधक.

દોહરો.

પ્રીત પર દારાતણી, કરો નહીં કોઈ જન;
કરશો તો દુઃખ પામશો, સાચું કહું વચન. ૧
માન તજો માયા તજો, તજો અંગનું વિત્ત;
અંતે નરકે સંચરો, માનો એજ ખચિત. ૨
માટે શાણા સમજીને, તજો તમે વ્યભિચાર;
હિતોપદેશ આ તણો, વાંચી કરો વિચાર. ૩

**સારગ્રાહક**—પરસ્ત્રી ભાવ એટલે શું?

**વિદ્યાસાગર**—આપણો હક નથી એવી બીજાની સ્ત્રી જોઇને તેના રૂપ,રંગ, કે ગુણથી લલચાઈ જઈ મનુષ્ય ધર્મ વિરૂદ્ધ તેના ભણી ખોટી નજરથી જોવું તે.

**સારગ્રાહક**—એવી નજર રાખવામાં કાંઇ દોષ હશે કે?

**વિદ્યાસાગર**—હા, એમાં પણ ઘણો દોષછે, જે માણસ

આ દોષનો દરકાર નહીં રાખતાં મરજી પ્રમાણે અને રીતથી ઉલટું પગલું ભરેછે. તેને પશુથી પણ હલકો માણસ જાણવો.

સારગ્રાહક—એનું શું કારણ ?

વિદ્યાસાગર—સ્ત્રી પુરૂષનો પવીત્ર સંબંધ ધર્મ શાસ્ત્રને અનુસરીને થાયછે, એ બંધનમાં બંધાયા બાદ એક બીજાથી-છુટા થવું, કીંવા ખરો પ્યાર મુકીને ખોટા પ્યારમાં ફસાવું. એ પશુવત સંબંધ થયો માટે.

સારગ્રાહક—એમ કરવાથી માણસ શું પશુ જેવા થઈ જાયછે?

વિદ્યાસાગર—ના, તેના શરીરનો ઘાટ બદલાઈને પશુ જેવા થતો નથી, પણતેની એવી કૃતીથીજ તે પશુથી હલકી જાતનો ઠરેછે.

સારગ્રાહક—ત્યારે માણસે કેવી રીતે ચાલવું,

વિદ્યાસાગર—દરેક માણસે પોતાના મનની શક્તીઓને હદથી જાદે બેહેકાવી ન દેતાં બેહેન દીકરી માફક બીજી સઘળી સ્ત્રીઓ ઉપર નીર્મળ નજરથી જોવું એજ ખરૂં મુનશત્વ છે.

સારગ્રાહક—પોતાની સ્ત્રીઉપર પણ એવી નજર રાખવી?

વિદ્યાસાગર—ના, મારૂં કહેવું એ પરસ્ત્રી માટેછે કંઈ સ્વપત્ની માટે નથી, પોતાની સ્ત્રી સાથેતો ગ્રહસ્થાશ્રમની રીત મુજબજ ચાલવું. કારણ કે તેની સાથેતો આપણે સ્ત્રી પુરૂષના નીર્મળ સંબંધથી બંધાએલાજ છીએ,

**સારગ્રાહક**—કેટલાએક આર્ય મીત્રો આધર્મ મુજબ નહીં ચાલતાં પરણેલી સ્ત્રીનો ત્યાગ કરી જોગી સન્યાસી થઈ જાયછે તેનું કેમ!

**વિદ્યાસાગર**—જે પુરૂષ સદ્‌ગતીની આશાએ કીંવા ગ્રહસ્થાશ્રમના કંટાળાથી પોતાનાં સ્ત્રી પુત્રાદીકની રજા લીધા શીવાય, તથા તેમનું મન મનાવ્યા વગર જોગ કે સંન્યસ્ત ધારણ કરેછે, તેમની સઘળી સારી આશાઓ ઉંધી વળેછે,—એટલુંજ નહીં; પણ લોકોક અપવાદ તથા પરમ કૃપાળુ ઇશ્વરના ઠગભગતમાં ગણાયછે, વળી આપણું શાસ્ત્ર પણ તે બાબતની સાફ નાપાડેછે.

**સારગ્રાહક**—શાંશાં કારણોથી વીષયી પુરૂષોનાં મનની તૃપ્તી નહીં થતાં પરસ્ત્રી ભોગવવામાં સદા ઉમંગ ધરાવતું હશે!

**વિદ્યાસાગર**—અનીતિ દુઃરબુદ્ધિ અને દેશની ખરાબ લગ્ન રૂઢી, એજ અજ્ઞાનીજનોના મનને સ્થીતીમાં નહીં રાખતાં, જીવતે છતે નરકના ખાડામાં ઝંપલાવેછે, વળી નીરભાગી પુરૂષો તેના હાથે કરીને ભોગ થઈ પડેછે, માટે પર સ્ત્રીના રૌ રૌ. નર્કને સ્વર્ગ માનનારા એવા પાપીઓને ધિક્કારછે.

**સારગ્રાહક**—લગ્ન રૂઢી આધર્મને શોબાધ કરેછે?

**વિદ્યાસાગર**—આપણા પ્રાંતમાં બીજા સુધરેલા દેશની માફક કીંવા સાસ્ત્રાધારને અનુસરીને દીકરા દીકરીનાં લગ્ન થતાં નથી, ફક્ત સ્વાર્થી માબાપો પોતાનાં ગજવાં ભરવામાં પાછુંવાળી ન જોતાં, સાત વરસની કંન્યાને સાઠ વરસના ડોસા વેરે પરણાવી દેછે, અથવા તો સારી ગુણીયલ કંન્યા

ને અબુધલાલનો જોટો મેળવી ઘણા ખુશી થાયછે. એવી રીતે સરાને નબળું અને નબળાને સારૂં મળે, તેથી પણ ધર્મ અને નિતીનો માર્ગ માણસો જાળવી શકતા નથી.

સારગ્રાહક—ત્યારે શું કરવાથી આ ધર્મ બરાબર રીતે પાળી શકાય વારૂ ?

વિદ્યાસાગર—દ્રઢ અને નીર્મળ મન રાખવાથી, તથા ખરાબ લગન રૂઢીને ટાળવાથી, અને શાસ્ત્રકે સુધરેલી રીત મુજબ સદાચરણી થવાથી આ પવીત્ર ધર્મ બરાબર રીતે પાળી શકાશે,

## પાઠ ૯ મો.

## " समय वर्ते सावधान."

### श्लोक,

मतेशोकोनकर्तव्यो, भविष्यंनैवचिंतएत्;
वर्तमानेनकालेन, प्रवर्ततेविचक्षणा. १

સારગ્રાહક—ગુરૂજી ઉપરના શ્લોકનો શો અર્થ થતો હશે વારૂ?

વિદ્યાસાગર—એ શ્લોકનો અર્થ એટલોજ છે કે ચાલતા વખતને અનુસરીનેજ વિચક્ષણ પુરૂષો ચાલેછે, વળી સમય વર્તે સાવધાન એ વાક્ય સમયસુચક છે. એટલે કે સમો વર્તવાને સોએ તૈયાર રેહેવું.

સારગ્રાહક—સમય વર્તીને ચાલવાથી શું ફળ ?

વિદ્યાસાગર-આપણે કોઈ પણ આપદામાં ફસાઈએ નહિ.

સારગ્રાહક—એમ કરવાથી આપણા બાપ દાદાએ કરેલા નીયમનો ભંગ થતો હોય તો કેમ !

વિદ્યાસાગર—આપણા બાપ દાદા તો સમો જોઈ વિચારીનેજ પગલું ભરતા પણ હાલ આપણે તેમની પ્રજા ગાડરની માફક મીથ્યા ટેક છોડતી નથી, માટેજ દીન પ્રતિદીન હલકી સ્થિતીમાં પડતા જઈએ છીએ. તેમણે તો આપણા માટે સારા સુગમ રસ્તા કાઢી મુકેલા છે, પ્રથમે તો મથાળાનું વાકયજ યાદ લાવો, તેથી તમારા મનની શંકા દુર થશે, માટે તેમના હુકમ મુજબ આપણાથી તેમના નીયમ તો ભંગ થતો હોય તો તેનો કાંઈ દોશ નથી.

સારગ્રાહક—એમ કેમ !

વિદ્યાસાગર—સ્રષ્ટીની હાલત એકને એક સ્થિતીમાં હમેશાં રહેતી નથી, જેમ જેમ વર્ષો જતાં જાય છે તેમ તેમ વિદ્યા કળા; રાજ નિતી, લોકોની હાલત, તેમના સ્વભાવ અને ભાષામાં પણ ફેરફાર થતો જાય છે, પૃથ્વીનો રસકસ અને ગુણ વગેરેમાં ઘણોજ તફાવત પડતો નજરે પડે છે. આજથી સોવરસ ઉપર આ દેશના લોકની હાલત કેવી હતી, અને હાલ કેવી છે. વળી તેથી પહેલાંના વખતમાં કેવી હતી, તેનું અવલોકન કરતાં માલુમ પડે છે કે દેશની બાહ્યાંતર સ્થીતી દીવસે દીવસે કુદરતી નીયમે બદલાતી જાય છે, તેમ આપણે પણ કેટલાએક જુના રીવાજથી ઘણા દુ:ખી થઈએ છીએ. કીવા તેને વળગી રહેવાથી બીજા સુધરેલા દેશોમાં આપણી ચરચા થાય છે,

માટે આપણા ખરેડા સુભિસ્છકોના હીતવચન પ્રમાણે તેમાં સુધારો વધારો કરવો એ આપણી ફરજ છે.

સારગ્રાહક—તે પ્રમાણે ન કરીએતો શું નુકશાન?

વિદ્યાસાગર—આપણી તથા આપણા બાળ બચ્ચાંની ઘણીજ ક્રુર દશા થાયછે. અને એવી વર્તણુંક રાખવાથી, હાલ આપણા માનવંતા દેશ ઉપર મોટી એબનું આચ્છાદન ઢંકાઈ રહેલું છે, માટે એના જેવું બીજું ભારે નુકશાન હું સમતો નથી.

સારગ્રાહક—ઇશ્વરને આ વાત પસંદ હશે કે?

વિદ્યાસાગર—કદી નહીં. જો તેને પસંદ હોય તો આ દુનિઆંની બાધાંતર હાલતમાં દીન પ્રતીદીન ફેરફાર કરતજ નહીં.

સારગ્રાહક—ત્યારે જે સમા પ્રમાણે ન ચાલે, તે નીયંતાનો અપરાધી થાય ખરો?

વિદ્યાસાગર—હોવે, તે અપરાધી થાયજ, કારણ કે તેમણે તેને મનુષ્ય જાતીમાં જન્મ આપ્યો છે, છતાં તેના પવીત્ર કાયદાને સમજીને પાળે નહીં. તો તે મોટો ગુનેહગાર છે એમ નક્કી જાણવું.

સારગ્રાહય—હાલ આપણા આર્ય મિત્રોએ શીશી બાતતોમાં સમો વર્તીને સુધારો કરવા જોઇએ?

વિદ્યાસાગર—દેશમાં રૂઢીબાઇનો અમલ પ્રસરીને સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યોછે, માટે તે ખરાબ રૂઢીને હાંકી કાઢવી જોઇએ, જેમ કે લગનમાં ફટાણાં ગાવાનો, કરજ કરીને વરા કરવાનો, બાલ વિવાહ કરવાનો, બાળ વીધવાને ફરી

નહીં પરણાવાનો મરનારની પછવાડે રોવા કુટવાનો, ખોટા વહેમોને વળગી રહેવાનો, દેશ મુકીને પરદેશ નહીં જવાનો, સ્વજન સાથે ખાર અને મોટાઈ રાખવાનો. પરદેશી લોકોના ઠાઠમાઠની ખોટી નકલ કરવાનો, પરતંત્ર રહેવાનો દેશહટકા ઉ અને સસ્તી ચીજો મુકી પરદેશી તકલાદી માલ બેહાર-વાનો વીગેરે જે જે રીવાજોથી આપણી માઠી હાલત થઈ છે, ને થાય છે, તે તે સઘળા રીવાજો ધીમે ધીમે તોન કાઢી નાંખવા જોઈએ. વળી બીજા હરેક કામમાં સમો વરતીને ચાલવાથી જેટલું સુખ મળશે તેટલું બીજા કશાથી મળવાનું નથી. માટે સઘળા જનોએ સમે વર્તે સાવધાન એ વાક્ય કદી વીસરવું નહીં; પણ તેના ભાવાર્થ મુજબ હમેશાં પોત પોતાનાં મન અને બુદ્ધિને હરેક કૃત્ય કરવા પ્રેરણા કરવી, એ સર્વોતમ લાભ આપનાર છે.



પાઠ ૧૦ મો.

## ચીંતા વિચાર વિષે.

વસંત તિલકાવૃત.

ચિંતા વિચાર પઢતાં, મહા સુખ પામે;
ચિંતા વિચાર પઢતાં, મહા દુઃખ વામે;
ચિંતા વિચાર પઢતાં, મન શુદ્ધ થાશે;
ચિંતા વિચાર પઢતાં, ધડતા ધરાશે. ૨
ચિંતા વિચાર પઢજો મમદેશી વિરો;
તેથી તમામ ટળશે, તનનાં તીમીરો. ૩

**સારગ્રાહક**—ગુરૂજી ચીંતા એટલે શું, અને તે કેટલા પ્રકારની હશે?

**વિદ્યાસાગર**—ચિંતા એટલે ફીકર અથવા મનની બળતરા તેના મુખ્ય બે પ્રકાર છે એક બાજબી અને બીજી મીથ્યા.

**સારગ્રાહક**—બાજબી અને મીથ્યા ચિંતા કોને કહેવી?

**વિદ્યાસાગર**—બાજબી ચિંતા તેજ કે જે વડે કલ્યાણ પદ પમાય, અને મીથ્યા ચિંતા તેજ કે જેથી ઇશ્વર રૂઠે તન અને મનની ક્ષીણતા થાય, તથા કેવળ અશુભ અને ત્રાસ દાયક ચીન્હનો દેખાવ આપે તે.

**સારગ્રાહક**—કલ્યાણપદ મળે એવી ચિંતા કઇ?

**વિદ્યાસાગર**—ઇશ્વરે આપેલા મનુષ દેહનો યોગ્ય હેતુ સમજીને પોતાનું તથા પરનું ભલું કરવા તરફ સમાન વૃતી રાખવી, અને જન્મ તથા મરણ, સુખ તથા દુખ, એ ઇશ્વરેચ્છાએ હમેશાં થયાં જાયછે. એમ જાણીને તે વિશેનો હર્ષ કે શોક કરવો નહીં, વળી જે કાળે જે મળ્યું તેમાંજ સદા સંતોશી રહીને, પોતપોતાનુ કર્તબ્ય કરવાના ઘટતી કાળજી રાખવી તે.

**સારગ્રાહક**—ઇશ્વર રૂઠે એવી ચીંતા કઇ હશે?

**વિદ્યાસાગર**—નિયંતાએ આપેલી સ્થીતી ઉપર નારાજ થઇને મીથ્યા શોકમાં ગરક થવું તે. જેમકે મ્રત્યુ પામેમેલાની પાછળરોકકળ કરીને, મનુષ વર્ગમાં ત્રાસવર્તાવવો, અપંગપણાના પડતા દુખથી કંટાળી જઇને પોતાની ધૈર્યતાને તજવી, રોગથી મરવાનો ડર રાખીને બાધીનો વધારો

કરવો, અસાધ્ય વસ્તુને સાધ્ય કરવાની ફોગટ ઇચ્છા રાખીને શોકાગ્નીથી ક્ષીણ થવું, વળી આપત્તીકાળે હીમત હારી જઇને હાય! હાય! હવે શું થશે! અને હું ક્યાં જઇશ એવી નકામી ચીંતાથકી ઉલટા વધારે દુખી થવું, વગેરે ઘણી પ્રકારની મીથ્યા ચીંતાઓછે તેને ટુંકા રૂપમાં કહુંછું કે. ચઢતી પડતીના નીયમે મનુષ મીત્રો ઉપર. જેજે દીવા આ ફ્નો ગુજરેછે, તેના અણગમાવડે ઝૂરી ઝૂરીને પોતાના અમુલ્ય દેહને જોખમમાં નાખવો તે,

સારગ્રાહક—આ ણો વહાલો પુત્ર કે મીત્ર મરણ પામ્યાથી. શું ચીંતા યુક્ત ન થવાય, તથા તેના પવિત્ર પ્રેમના ખોટ શું મનમાં ન આવે કે!

વિદ્યાસાગર—વહાલી વસ્તુ એકાએક ગુમ થવાથી, સ્વભાવીક ચીંતા ઉપજે એવો ઇશ્વરી નીયમછે. પણ તેની પાછળ આપણે પણ મૃત્યુના પાશમાં ફસાવું એવો જગકર્તાનો હુકમ નથી, કારણ કે તેની ઇચ્છાએ હરેક વસ્તુ પ્રાપ્ત થાયછે, અને નાશ પામેછે. માટે હે શીષ્ય એવા બનાવનો શોક કરવો એ વ્યર્થછે. આ દુનીયામાં માયાના બંધનથી સૌ બંધાઈ રહેલુંછે. તે બંધન એક દમ તુટી જવાથી સ્નેહીજનોમાં ઉદાસીની હીલચાલ તો થાયજ, પણ તેવે પ્રસંગે આપણે પોતાની જ્ઞાન દ્રષ્ટીવડે અંતઃકરણને ધ્રુડતાના ખીલાએ બાંધી રાખવું. ત્યાર બાદ વિચારી જોવું કે. આ જગત સઘળું નાશવંતછે. મોટા મોટા ધીરવીર અને ધીમંત પુરૂષો પણ કાળને વશ થયાછે. જુઓ રાવણ સરખો સમૃદ્ધીવાન, પરાક્રમી અને મદાંધ રાજા પણ રા-

મમાણથી રણમાં પડ્યો, વળી હરીચંદ્ર સરખો સત્યવાદી અને કર્ણ સરખો દાનેશ્વરી રાજા પણ કાળને આધીન થયો, એવા એવા ઘણા દાખલાઓ શોધતાં જડી આવેછે. માટે પુત્ર કે મીત્ર એવી નાશવંત વસ્તુનો શોક કરવો એ અ- વાળે બાચકા જેવુંછે. તેમ કરવાથી કંઇ ગએલું પાછું આ- વતું નથી, ફક્ત સોચના કરતાં કરતાં છેવટે આપણો પ- ણ અંત આવેછે. અને ઇશ્વરનામોટા ગુનેગાર થઇએછીએ.

સારગ્રાહક—ત્યારે આપણે કેવી ચીંતા રાખવી જોઇ- એ કે જેવડે અક્ષય સુખ મળે.

વિદ્યાસાગર—આ સ્રષ્ટીમાં જે નિશ્ચળ વસ્તુઓ કહેવાય છે. તે મેળવવા માટે સૌએ એક નિશ્ચય અને નિર્મળ મ- નથી સદા કાળજી રાખવી જોઇએ. કારણકે એવી ચીંતા રાખનાર માણસોની કીર્તી અચળ રહેછે, નાથંતા પ્રભુ સદા પ્રસન્ન રહેછે, જન્મ સફળ થાયછે, આ ઉત્તમ જ- ન્મ પામીને શું શું કરવું જોઇએ તેનો મર્મ તેઓ સમજી શકેછે. આ દુનીયાની પ્રજા તેનુ શુભ નામ હમેશાં સંભા- ર્યા કરેછે. માટે આવા દુર્લભ લાભ આપનારી જે આજન્મી ચીંતા, તે સઘળા જનોએ અવશ્ય કરીને રાખવી જોઇએ. કેમકે તેથીજ દેહનું કલ્યાણછે.

સારગ્રાહક—આ ક્ષણીક જગતમાં નિશ્ચળ એવું શું હશે!

વિદ્યાશાગર—બ્રહ્મ, નીતિ, અને ધર્મ, એ સબંધમાં બ્યાખ્યાણ કહેછે કે.

### શ્લોક.

**चलालक्ष्मी श्चलाप्राणा श्चले जीवितमंदीरे चला**
**चलेच संसारे धर्म अेकोही नीश्चल.**

સારગ્રાહક—એ ત્રણ શી રીતે સાધ્ય થઈ શકે વારૂ?

વિદ્યાસાગર—ભાઈ તેને સાધ્ય કરવાનો માર્ગતો ઘણો કઠણછે. કાચા હૈયાના અને મલીન મનના માણસો તે માર્ગે ચઢી શકતા નથી, પણ તે રસ્તે ચઢનારાતો કોઈકજ વિરલાજ હોયછે. જેમનાં અંતઃકરણ શુદ્ધ અને પ્રૌઢછે. જેમની મતી નિર્મળછે. જેમના વિચાર વહેમ અને પાપ રહીતછે. જેઓ પોતાના જેવાજ સર્વ પ્રાણીયોને ગણેછે. જેઓ આપત્તી કાળે ધૈર્યતાને તજતા નથી, ફકત ઈશ્વરેચ્છાને આધીન રહીને કાળ ગમન કરેછે. વળી નાશવંત વસ્તુની વ્યર્થ ચીંતા કરીને પોતાનાં તથા સ્નેહી જનોનાં કાળજાં બાળતા નથી. જેઓ દેશીભાઈ તથા દેશના હિતને માટે મરી મટેછે. તથા અહરનિશ તેઓ એવી પવિત્ર ચીંતા રાખેછે કે, આપણે આ ઉત્તમ દેહ પામીને શું સાર્થક કર્યું અને કર્તા શું કરવાથી ખુશી થશે. એવા વિચાર કરીને સારાં સારાં ધાર્મીક કામો કરવા પાછળ પોતાનું તન મન અને ધન વાપરતાં પાછા હઠતા નથી. ખરેખર એવી વર્તણુક રાખવાથીજ એ નિશ્ચળ વસ્તુઓ સાધ્ય થઈ શકેછે.

સારગ્રાહક—વ્યવહારીક કામ કાજમાં જે સાધારણ ચિંતાની જરૂર પડેછે. તે દરેક માણસે રાખવી કે નહીં?

વિદ્યાસાગર—વ્યવહાર નભાવવામાં જે જે વિદ્યાકળાને નિતી જ્ઞાન શીખવાની જરૂર છે તે સંપાદન કરવામાટે તથા આપણાથી બની કે સુધરી શકે તેવાં કામો કરવાં કે સુધારવામાં ઘટતી ફીકર તો રાખવી જોઇએ. કારણ કે દરેક કામ ફીકર વડેજ સારૂ થાયછે. એકલી ચિંતાથીજ નહિ, પણ આગ્રહથી યત્ન કરવાનો મહાવરો પણ પાડવો જોઇએ. કેમકે નહિ તો એકલી ચિંતાથી ખોટું પરીણામ થશે, કહ્યું છે કે—

દોહરો.

ચિંતાથી ચતુરાઇ ઘટે, રૂપ રંગ જશ જાય,
ચિંતા બડીહે ડાકણી, ચિંતા ચિતકું ખાય. ૧

જેમાં કહ્યા પ્રમાણે ખોટું ફળ નીકળી આવશે, માટે ફીકરની સાથે ઉમંગ અને યત્ન વડે આરંભેલું કામ જલદી પાર પડે છે, પરંતુ સંભાળવું જોઇએ કે આપણા એ ! પ્રયત્નથી બીજાને નુકશાન થાય નહી. જો થશે તો છ વર કોપશે, એમ નક્કી જાણવું.

**સારગ્રાહક**-હવે પુનઃરાવર્ત તરીકે પુછુંછું કે વ્યાજબી અને મીથ્યા ચિંતામાં મુખ્ય શીશી બાબતપર લક્ષ આપવું ઘટેછે?

**વિદ્યાસાગર**-જેજે કર્ત્તો આપણાથી થઇશકે તેવાં હોયએવાં કામો કરવાની કાળજી આપણે ખમુસકરીને રાખવી જોઇએ. પછી યુક્તિ અને યત્નવડે તે કૃત્ય કરીને ફીકર મટાડવી જોઇએ, ફકત જે જે કામો કુદરત સત્તાથીજ બનેછે. અને નાશ પામેછે. એ બાબતની આપણે જરાએ ચિંતા રાખવી નહીં. કારણકે ઇશ્વરની ગતી અકળછે. અને તેને જે પ્રીય લાગે તેવું તે કર્યા જાયછે. માટે તેમાં આપણે ડાહ્યા થવાનું કાંઇ કારણ નથી, એક દૈવી ઇચ્છાને આધીન રહી સુખ દુઃખ ભોગવવું. અને ખરી વસ્તુને પકડી સદાચરણથી ચાલવું. એજ સર્વ સુખનું મુળછે તથાસ્તુઃ

---

# શિષ્યની વદાયગીરી.

મનહર છંદ.

સારગ્રહો સારગ્રહો. સારગ્રહી ચાલો સદા;
સારગ્રાહકને કહે, વિદ્યાવંત વિપ્રતે. ૧

જારતજો જારતજો, જારીતણી યારી તજો;
જાર કરી મોટામોટા, ભુપે ઝખ મારી તે. ૨
ભાર ભરો ભાર ભરો, ભાર ભલાઇનો ભરી;
જગતમાં એડ નાવ, સેજે પાર પડે તે. ૩
શુભચહો શુભચહો, પ્રાણીતણું શુભ ચહો;
પોતીકા કલ્યાણનું એ, શુભ ચિંન ધારો તે. ૪
ખરોસ્નેહ ખરોસ્નેહ, એજ ખરો સ્નેહી જાણો;
મહાદુઃખ વખતે જે, વારે આવી ચઢે તે. ૫
પરહરો, પરહરો, નીચ કામ પરહરો;
ગુણીજન નીંદે એવું, કામ પરહરો તે. ૬
એજભણ્યો, એજગણ્યો. મન મારો રાખ્યું જેણે;
વહેમને વિદારી હારી. ગયો નહીં હામ તે. ૭
હંસ જેમ પાણીપાણી, પડચું મુકી પય પીએ;
તેવો ગુણ રાખે એજ, મહાજ્ઞાની જાણો તે. ૭
અષ્ટપદી હિતમાળા, ફેરવી જાજો કૃપાળા;
દયા કરીને દયાળા. દુખ તારૂં દળે તે. ૯

**સારગ્રાહક—** **શાર્દુલવિક્રિડીત છંદ.**

જ્ઞાની જ્ઞાન ભર્યા સુ સાર દઇતા, વિદ્વાન ભારી ગુરૂ;
વિદ્યાસાગર વિપ્ર વેદ વકતા, વંદી સ્તુતિ આદરૂ. ૧
નિતિ બોધક નમ્ર ગુણ ધરતા, છો પુણ્યશાળી સહી;
દિધું દાન દયા કરી ગુણનિધે, તે પાડ વળશે નહીં. ૨
જાવું દક્ષિણ દેશ જન્મ ભૂમિએ, વિદ્યા પ્રસાર તહીં;
માગું આશિર્વાદ તનમનથી, આપો ગુરૂજી અહીં. ૩

**વિદ્યાસાગર—** **આશિર્વચન દોહરો.**

ભલે શિધાવો શિષ્યજી, સુખ પામો સો ઠામ;
કિર્તિ જગમાં રહી જશે, સરસે પુરણ કામ. ૧

બળ બુદ્ધિ બહુ જામશે, તનનાં ટળશે તાપ;
કાપે કષ્ટ કૃપાનિધે, જે છે જગનો બાપ. ૨
સંસારી સુખ ભોગવો, સારગ્રહી દિન નિશ;
સ્વધર્મથી વર્તો સદા, મેહેર કરે જગદીશ. ૩

---

## ગ્રંથ કર્તાની ઉત્પત્તિ અને રહેઠાણ વિશે.

### છપય છંદ.

વેત્રવતીને તિર, નગ્ર એક શોભિત સારૂ;
માતર તેનું નામ, ઠામ વસવાનું મારૂં. ૧
વસે વણિક મ્હાધિર, વિર લક્ષ્મિમાં પૂરા;
ટોળક વિપ્ર વિષેશ, ખર્ચમાં નહીં અધુરા. ૨
તે વિપ્રજાત હું નિપન્યો, સન અઢાર એ એંશમાં;
અંબાશંકર નામ મુજ, નથુજીના વંશમાં. ૩

દોહરો.—પ્રિતેથી પૂસ્તક રચ્યું, સ્વદેશ સેવા માટ;
અર્પુ ઘણા ઉમંગથી, ખરી મિત્રતા સાટ. ૧
સુજ્ઞજનો સ્વિકારશે, નિતિ ધર્મનું પાત્ર;
અજ્ઞજનો હાંસી કરે, શું સમજે તે શાસ્ત્ર. ૨

---

## ગ્રંથ સમાપ્ત ઈશ્વર સ્તુતી.

### માલીની છંદ.

કર ચરણ વડે જે, મેં કીધાં નિત્ય પાપ;
શ્રવણ નયન ચિત્તે, જે કિધાં નિત્ય પાપ. ૧
પ્રભુ પરમદયાથી, દ્યો ક્ષમા મૂજનેરે;
જય જય કરૂણાબ્ધિ. હું નમુ તુજનેરે. ૨

સમાપ્ત. તથાસ્તુ. તથાસ્તુ.

## નિતીધર્મ દર્પણના પ્રથમથી થએલા ગ્રાહકોનાં નામ ઠામનું લીસ્ટ.

| નંગ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૨૫ | મેહેરબાન કરશનલાલ નહાલચંદ.ના.સુબા | વીસનગર. |
| ૫ | રા.રા. પાનાચંદ મોજીલાલ વકીલ. | ,, |
| ૨ | મેહેરબાન ઇશ્વરલાલ માણેકલાલ હેડ માસ્તર. | વીજાપુર. |
| ૧ | રા. મનસુખરામ છગનલાલ પે.આ.મા. | વીજાપુર. |
| ૧ | રા. ગૌરીશંકર કાશીરામ.બી.આ.મા. | ,, |
| ૧ | રા. ભોળાનાથ ઉત્તમરામ.ત્રી.આ.મા. | ,, |
| ૧ | વિ. ઇશ્વર દુર્લભરામ. દેશાઇ | ,, |
| ૧ | વિ. બાપુ ભવનેશ્વર. | ,, |
| ૨ | ઠાકોર સાહેબ. જસવંતસીહ પ્રથીસીંગ. | અહાલોડ. |
| ૨ | મે. ગીરધરલાલ અંબારામ મેહેતાજી. | વસઇ. |
| ૧ | એજન મ્કુલના પે. આ. | ,, |
| ૧ | આ. મા. રણછોડ મોતીરામ. | વસઇ. |
| ૫ | લલુરામ ગીરધર પે. આ. માસ્તર. | ગોઝારીયા. |
| ૧ | મહાશંકર રવિશંકર. બી.આ. | ,, |
| ૧ | ટિ. પેલાદજી ત્રીકમભાઇ. | ,, |
| ૧ | વિ. કેશવલાલ વનુભાઇ. | ,, |
| ૧ | વિ. જશુભાઇ મુળાભાઇ. | ,, |
| ૧ | વિ. કીશોરભાઇ બાભાઇ | ,, |
| ૧ | વિ. હીરાલાલ જેરામદાસ. | ,, |
| ૧ | વિ. ઇશ્વર ઉમેદરામ. | ,, |
| ૨ | અમીન પુરશોત્તમ ત્રીકમભાઇ | ,, |
| ૨ | રાજેશ્રી નારણ મહાશંકર. | ,, |
| ૨ | અમીન. ચુનીલાલ અમરતલાલ | ,, |
| ૧ | પારેખ. અચરત[illegible] ભોગીલાલ | ,, |
| ૧ | શા. રામચંદ [illegible] | ,, |

૧ મુખી. માધવજી સબળદાસ.ગોઝારીયા.
પા. માધવજી જીવીદાસ. ,,
૧ પા. કરશન કેવળદાસ. ,,
૧ શા. તારાચંદ તરભોવન. ,,
૧ પા. જેરામ દ્વારકાંદાસ. ,,
૧ ગીરશંકર શીવરામ. ,,
૧ રા. ગીરધરલાલ કુબેરદાસ સ્કુ.માસ્તર.
ડાંગરવા.
૧ રા. કાળીદાસ દામોદર. ,,
૫ રા. મોહનલાલ દાજીભાઇ હેડમાસ્તર.
મેસાણા.
૫ રા. રા. ડાહ્યાલાલદાજીભાઈ મે. કાસ્કર
૨ રા. રા. મણીલાલ ભગવાન વ.હે.મા.
ઉઝાં.
૧ રા. નથુલાલ ત્રીભોવન.આ.મા. ,,
૧ રા. દલસુખ મોતીલાલ મેહેતાજી લાડાલ
૨ રા. ભઇલાલ રણછોડ મેહેતાજી.
ભાઇક વાલમ.
૫ રા. રા. રણછોડલાલ ઇશ્વર. વ. હે.
માસ્તર પલાણા.

૧ રા. ચુનીલાલ ઇ ,,
૧ વ્યાસ. રૂપશંકર ન ..શંકર અંજોરા.
૧ પા. જગાભાઇ ભુદરભાઇ પારસા.
૨ જાની લક્ષ્મીશંકર રામશંકર. માતર.
૨ પંડ્યા. નાથાલાલ કરૂણાશંકર. ,,
૧ વ્યાસ. રૂપશંકર મોહનલાલ. ,,
૧ વ્યાસ. રામશંકર હરજીવન ,,
૧ વ્યાસ. ગીરજાશંકર નારાયણ ,,
૧ વ્યાસ. ભઇલાલ મહાશંકર ,,
૧ શેઠ. હીમત લાલભાઇ. ,,
૧ રા. ગોવિંદલાલ બાપુજી. ,,
૧ શેઠ. કેશવલાલ મથુર. ,,
૧ શેઠ. મથુર જેકશન. ,,
૨ વ્યાસ. મણીશંકર રવીશંકર. ,,
૧ ભટ. જટાશંકર ગીરજાશંકર. ,,
૧ વ્યાસ. છગનલાલ બેહેચર. ,,
૧ રા. મુળશંકર તાપીશંકર. મે. પાદરા
૧ રા. રામશંકર તાપીશંકર મે. વાસણા.
૧ વ્યાસ. ગણપતરામ મોતીરામ. સાંથળ.
૧ વ્યાસ. હરીવલ્લવ બાપુજી. ,,

૧ વ્યાસ. મુળજી પરસોતમ. સાંથળ.
૧ પંડ્યા. પ્રાણજીવન દેવરામ. ,,
૧ શા. ગીરધર ગોપાળદાસ. ,,
૧ શા. મથુર પોચાભાઈ. ,,
૧ ચાવડા. જીવાભાઇ ગોકળ. ,,
૧ ઠકર. ભગવાન દયારામ. હારીજ
૧ ઠાકર. લક્ષમીરામ રાજારામ. ,,
રા.રા. કૃષ્ણારામ રામનાથ સુપરવેઝર પાટણ.
૧ રા. ભવાનીશંકર રાજાશંકર. ,,
૧ રા. મુળજી મોતીરામવ્યાસ. વડોદરા.

**વીરમગામ.**

૫ પા. છોટાલાલ રામભાઈ.
૫ પા. કેશવલાલ ચુનીલાલ.
૨ પા. જનુભાઈ હરગોવનદાસ.
૩ પા. ભોગીલાલ નાગરદાસ.
૨ પા. અચરતલાલ ગીરધરદાસ.
૧ પા. સોમનાથ જેશંગભાઈ
૧ પા. અચરતલાલ છગનલાલ.
૧ દેસાઈ મગનલાલ કલાંણજી.

**અમદાવાદ ટ્રેનીંગ કોલેજ.**

૧ સ્કાલર. દેવજી કુંવરજી. કચ્છ મુંદ્રા
૧ સ્કાલર. વિલ્યમ મોરારજી. બોટાદ.
૧ ,, નાગરજી સુંદરજી. સરભાણ.
૧ ,, જટાશંકર પુરૂશોત્તમ. કચ્છ.
૧ ,, મુળચંદ જેઠા. ભુજ.
૨ ,, મુગટરામ ભાગવાનલાલ ,,
૧ ,, દામોદર દેવજી. અંજાર.
૧ ,, પુંજાભાઈ દેવજી. ,,
૧ ,, નાનચંદ મુળચંદ. રાણપુર.
૧ મેહેતાજી હાર્થીરામ કેશવજી. કચ્છ.
૧ સ્કાલર. લાલભાઈ લલુભાઇ. કછાલી.
૫ ,, હરીલાલ નરસીહરામ. માતર.
૧ ,, લલ્લુભાઇ હરીકૃષ્ણ. ,,
૧ ,, મોહનલાલ મૂળશંકર. બાવળા.
૧ ,, મગનલાલ નરભેરામ. પ્રાંતીજ
૧ ,, મોતીલાલ લલુભાઇ. નડીયાદ.
૧ ,, હીરાલાલ પ્રાણવલભ. ,,
૧ ,, કરમચંદ [illegible]જીભાર. ધ્રડકણ.
૧ ,, હીરાલ[illegible]ારામ. લુણાવાડા

૧ ,, સોમેશ્વર નાનકેશ્વર. ,,
૧ ,, મણીશંકર ગીરજાશંકર.
દેવગડ બારીયા.
૧ ,, રણછોડજી કલ્યાણજી. આમ્રામા
૧ ,, છગનલાલ જાદવજી. જુનાગઢ.
૧ ,, પરભુદાસ દલાભાઇ. કરમસદ.
૧ ,, નારાયણ કાલીદાસ. સામરખા
૧ ,, ઝવેરીલાલ હરગોવન. કઠલાલ.

---

## જાહેર ખબર.

જેજે મીત્રોને આ પુસ્તક ખરીદ કરવાની ખવાએશ હોય, તેમણે નીચે લખેલ ઠેકાણેથી, જેને જેમ અનુકુળ પડે તેમ રોકડી કીંમતે મંગાવી લેવું, દેશાવર વાળાએ પોષ્ટેજ અરધો આનો વધારે મોકલવો.

| નામ. | ઠેકાણું |
|---|---|
| મે.રા. કરશનલાલ નહાલચંદ, નાયબમુખા. | વિસનગર |
| રા.રા. ગીરજાશંકર નારાયણ. કારકુન મહાલ કચેરી | માતર. |
| રા.રા. રણછોડલાલ ઇશ્વર. સ્કુલ માસ્તર. | પલાણા. |
| રા.રા. મોહનલાલ દાજીભાઈ. સ્કુલ માસ્તર. | મેશાણા. |
| રા.રા. હરીલાલ નરસિંહરામ. સ્કાલર અમદાવાદ ટ્રેનિંગ | કા. |
| રા.રા. ઈશ્વર લાલ માણેક લાલ. સ્કુલ માસ્તર. | વિજાપુર. |
| ગોઝારીયા સ્કુલમાં. કર્તા પાસેથી. | ગોઝારીયા. |

અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોને વિનંતી કરવાની કે ઠરાવ મુજબ કીંમત વેળાસર મોકલશો.

અમદાવાદ, તા૦ ૧-૯-૮૪. } **અંબાશંકર કાળીદાસ, જાની.**
મુ૦ ગોઝારીયા.